# નિંદ્યાણાનું.

નાટક ૩ અંકી.

અંગ્રેજીમાં નામાંકિત શેરીડનના કરેલા

"ધી સ્કુલ ફાર સ્કાન્ડલ"

ઉપરથી

પારસીઓની સંસાર સ્થીતિને લાગુ પાડી

રચનાર

કેખુશરો નવરોજજી કાબરાજી.

મુંબઈ,

ન્હાનાભાઈ રૂસ્તમજી રાણીનાના યુનિયન પ્રેસમાં છાપ્યોછે.

૧૮૮૩.

# નિંદાખાનું.

નાટક ૩ અંકી.

ઇંગ્રેજીમાં નામાંકિત શેરીડનના કરેલા

"ધી સ્કુલ ફાર સ્કાન્ડલ"

ઉપરથી

પારસીઓની સંસાર સ્થીતિને લાગુ પાડી

રચનાર

કેખુશરો નવરોજજી કાબરાજી.

મુંબઇ,

ન્હાનાભાઇ રૂસતમજી રાણીનાના યુનિયન પ્રેસમાં છાપ્યોછે.

૧૮૮૩.

# નાટક પાત્ર.

---

ખાનબાહદૂર શેઠ બેજુબાવા—એક જઇફ પણ દોલતમંદ ગૃહસ્થ

જાલકાકા—ચીનનો એક માતબર વેપારી, બેજુબાવાનો મિત્ર.

બેહલુભાઇ<br>દાદીભાઇ } —જાલકાકાના ભતીજા. બેજુબાવાની રખેવાલી તલે.

ફરામરોજ ફડાકામારૂ.

ચાનજીભાઈ ચાડીયા—તેનો ભતીજો.

માણુકલાલ—જાલકાકાનો ઘણો જુનો કારભારી મેહતો.

કાવશદારૂ—ભીખીમાયનો કારભારી મોબેદ.

રૂસ્તમ—નાજાંમાયનો કારભારી પીતરાઈ.

બેહરામ—બેજુબાવાનો ઘરાની ચાકર.

ફુલી<br>નસલી<br>દોલી<br>સોલી } —દાદીના દોસ્તો.

ભીખીમાય ભોલાં—એક બુજર્ગ બાઈ.

પીલાંમાય પીસતાં—ભીખીમાયની બેહન.

જરબાઇ જુહાક—બેજુબાવાની ધણીયાણી.

નાજાંમાય નસકોરૂં—એક વિધવા.

દીની—તેની દીકરી.

ગુલાં—એક માતબર પણ માબાપ વગરની છોકરી જેના બેજુબાવા ટરસ્ટી થયાછે.

બેરાં, માટીડા, દોસ્તો, ચાકરો, ગીત ગાનારીઓ, કંચનીઓ, ઇત્યાદી.

---

# નિંદાખાનું.

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

એક મોટાં લગનનું ઠેકાણું. પીલાંમાયને ત્યાંના લગનની ધામધૂમ. લગ્ન-ક્રિયા થઈ રહેલી છે. માટીડા બૈરાંના જમવા કરવાના સાદ આવેછે. વાજાં, ઢોલ, સરનાઈ વગેરે અવાર નવાર વાગ્યા કરેછે. કોઈ કપડાં બાંધેછે. કોઈ બચ્ચાંને ઝોળીમાં સુવાડેછે. કોઈ ઘેર જવાની તૈયારી કરેછે.

ભીખીમાય, પીલાંમાય, નાજાંમાય, જરબાઈ, દીની, ગુલાં અને બીજાં ઘણાક બૈરાં, છોકરાં, આયાઓ વગેરે. રૂસ્તમ નાજાંમાયની પડોસમાં વાતે ઉભો રહેલોછે.

**ભીખીમાય**—(થોડાંક બૈરાંને) માય આવોની મરૂં. જમવાના હોય તે આવો મરૂં. સુનાબાઈ, હીરાંબાઈ, મીઠીબાઈ, બચુંબાઈ, જરબાઈ, ધનબાઈ ચાલોની મરૂં.

**થોડાંક બૈરા**—અમે જમ્યાંજી. અમે તો ઘેર જવા સારૂ ગાડીને વડે બેઠી છૈયેજી.

**ભીખીમાય**—હારે મરૂં! સિધારોરે મરૂં! આવોય પીલાંમાય ગાડીઓ આવી કેની? વરદી કરો. (બીજાંઓને) માય તમે ચાલોની જમવા મરૂં. મરીજાવુંરે, તમારૂં નામ શું માય? હું તો ભુલી ગઈ. માય ચાલો તો મરૂં.

**પીલાંમાય**—(થોડાંક બૈરાંને) માય ગરીબને ઘેરનું ધાનદાલ મોહડાંપર મુકી સિધારજો હો મરૂં. નાજાંમાય ઉઠો, પછી વાત કરજો.

**નાજાંમાય**—હાજી, ચાલોજી ચાલો. (થોડાંક બૈરાં જવા ઉઠેછે) રૂસ્તમ, આ બૈરાંને જવા દેજે, એ પીડા પતેને પછી મ તારી સાથ વાત કરવીછે. (દીનીને) દીકરી દીની તું બી આ સાથ જમવા જજે હો. હું આજે નથી જમવાની. (કાવસદારૂ ?

**કાવસદારૂ**—એ શાળો શાળો! ગાલ્લી આવીશ. ભીખીમાય, પીલાંમાય, કોણ આવેશ? કોટમાં શાવાવાલાંને મોકલો.

**પીલાંમાય**—(થોડાંક બૈરાં જવા ઉઠેછે તેઓને) નવલશાહને તાંહનાં, માય સિધાવોછ કે? મરૂં રે મરૂં! ગરીબને આબરૂના આપતાં પરથી ઓવરાઈ જાવું! કેમ બેહરામ? (બેહેરામ આવેછે.)

**બેહરામ**—જી ઓવીજી. મારી બાઈને મેં તો પુછેછ. (જરબાઈને) સાબ, શેઠ પુછી, ગાઈ આયોછ, તું તૈયાર થયો? તું આલોછ?

**જરબાઈ**—કાંહ ચાલે મુવા?

**બેહેરામ**—ગેર. વલી કોંહ? શેઠ ગેર જોઈછિ, તુંમ ઓવેછ?

**જરબાઈ**—જમ્યા વગરજ?

**બેહરામ**—નોઈજી. શેઠ જેમી. તુંમ જમ્યો?

**જરબાઈ**—એટલી વારમાં શેઠ જમ્યાબી? કોઈ ભુંડાંને ધાડ બાડ આવી? પેટ કે પાલીયો?

**ભીખીમાય**—(નાજાંને) આ મરેરે! પેલી જરી જુવાક પોતાના વરને વાસતે બોલેછ તે દીઠું કે?

**જરબાઈ**—જા શેઠને જવું હોય તો જાય. હું નથી આવતી. (બેહેરામ જાયછે.)

**ભીખીમાય**—બરાબર છે. કાંહ સિધારે એટલાં જલદી? માય જરબાઈ જતાં ના હો. (બેહેરામ પાછો આવેછે.)

**બેહરામ**—સાબ, શેઠ બોલી જે તુંમારો તબીયત સારો નથી ને ઉજાગરી મુને સદેછ નથી. તેથી તુમે ગેર આયો તો સારૂં.

**જરબાઈ**—પણ હું શું ભુખી આઊં? મુવા, ગધેડા જેવો પાછો આયો, તો શેઠને કહીયે કેની કે હું જમવાની છું?

**બેહરામ**—વારૂ તારે ગુલબાઈને મોકલો.

**ગુલ૦**—હું બી જમવાની છું, બેહરામ.

**જરબાઈ**—નહીં અવાય, નહીં અવાય. મારી અગાઉ ગુલાંથી જમાય બી? મુવા મેડ! (બેહેરામ જાયછે.)

**કાવસદારૂ**—(ભીખીમાયને) બાઈતો ડસ્સે ને ડસ્સેજ જો! નરી જુવાક તો નરી જુવાક!

**નાજાંમાય**—એનો મિજાજ તો જોવો. ગામડના છાના થાપવી માટે ઘેર પરણી આવી તેથી લખપતણ થઈ કે?

**કાવસદારૂ**—હું હં! શપો! શપો! નાજાંમાંય, તમે બપોરા! બુઢા વરની જુવાન બૈરી તે હોયરા તો! એ તો લાડ કરેશ.

**જરબાઇ**—(યાદ કરીને ગુલાંને) અરે ખરારજતો, ગુલાં! માય જાતો. ખાન બાહાદૂર શેઠ જતા રેહશે. કેહતો બેજુબાવાને કે બે ઘોડાની ફૈટન લઈ નહીં જાય. પોતે તો ભાડુતી ગાડી કરીને જશે, પણ ફૈટન તો મારે વાસતે રાખી જાય હો. (ગુલાં જાયછે.)

**નાજાંo**—(ભીખીમાયને) પેલા લુછા દાદી સાથ હજી વાત કરવાની બાકી રહી હશે.

**કાવસદારૂ**—લે શાલો! રપલો! હં હં હં! આ બૈરાં તો તોબાની તાલી આપેરા? પેલો પાવરી બૂમ મારેરા! શાલો!

**ભીખીમાય**—લે ચાલો ચાલો!

(નાજાંમાય અને રૂસ્તમ સિવાએ સઘલાં જાયછે.)

**રૂસ્તમ**—નાજાંમાય શો હુકમ? મને બેસાડયોછ કાં બેહન? કાંઈ અગતનું કામ છે?

**નાજાંમાય**—જરા થોભ રૂસ્તમ, પેલી ગુલાં જાય ને પછી વાત કરીશું. (ગુલાં આવેછે) કેમ ગુલાં વાંધો કેમ પતયો? બે ઘોડાની ફૈટન ખાનબાહદૂર શેઠ લઈ ગીયા કે જરબાઈ જુવાકને વાસતે રાખી ગીયા?

**ગુલાં**—ગમે તે હોસે? તેનું તમારે શું નાજાંમાય? ધણી ધણીયાણી વચે તમોને શી પંચાત? બૈરાંની નવી પાંત બેઠી કે? ત્યારે તો હું બી જાવું. તમે નથી આવતાં નાંજાંમાય નસકોરાં? (જાયછે.)

**નાજાંમાંય**—રાંડને ટણકો! ઉભી રેહ ગુલી, તારો ઘાટ ઘડાયછ. રૂસ્તમ, આ જરી અને દાદી બાબતનું પેલું મેં તુને લખવા આપ્યું તે——

**રૂસ્તમ**—મેં છાપવા મોકલ્યું. તમે મારા લખવાના હુનરને લાભ લેવોછ તો હું છાપવાના હુનરને લાભ લેવુંછ.

**નાજામાંય**—પણ એવી નિંદાની વાત છાપશે કોણ?

**રૂસ્તમ**—ઘણાબી. એવાંના છાપનારાઓ છે, નહીં હોય એમ નથી. અને વાંચનારબી ઘણા પડયાંછ, બેહન નાજાં. અત્યારમાં તો એ વાત ગુલબાઈ ગપ્પીને કાને ગઈબી.

**નાજાંમાંય**—બસ. ત્યારે થયું. એ ગપાટને ગોલો ગુલબાઈ ગપ્પીના ગપાઉસ બંદરેથી બાહાર પડયો, કે તેને પુઠનો પવન મલયો એમ જાણવો. ગપ મારવામાં ગુલીના જેવી ગડબડી બીજી કોઈ નહીં હશે.

**રૂસ્તમ**—ખરૂં નાજાંમાંય. તોપણ એ તમોને નહીં પોંહચે બેહેન. કોઈનેબી પુછો કે એક ગપાટનો ગોલો ગબડાવી દેતી વખતે બોલીની બડાઈ બતાવવા, મોહોડાંનો મીઠાસ મચમચાવવા અને નસકોરાંનું ટીચકું ચહડાવવામાં તમારી બરોબર કોઈબી છે? કોઈ ગપાટાના ટેકામાં સચાઈ હોવા છતાં બીજાંઓની રંગીન સરાગાતથી કાંઈ વલતું નથી તે તમારા તદન બનાવી કાહડેલા બુટ્ટામાં ફક્ત નજરના એક લેહકાથી યા નસકોરાંનાં એક ટીચકાંથી બની શકશે.

**નાજાંમાંય**—તું ખરૂં કેહછ મારા પ્યારા પીતરાઈ રૂશી. પણ મારો વાંક નથી. જ્યારે હજીતો હું સંસારમાં એક જુવાન બચ્ચું હતી ત્યારે જે નકામા નિંદાખોરોની ઝેરી જીભોએ મારી પાક આબરૂનો ભોગ લીધો, તેઓને હવે તેજ નિંદાથી શિક્ષા કરી હું મારી ખોહેલી આબરૂનું તે લોકોપર વેર માત્ર લેવુંછ.

**રૂસ્તમ**—તે તો હું સમજુંછ, નાજાંમાય. પણ આ ગુલાં કાંઈ બિચારી નિંદાખોર નથી. એ નિર્દોષ તો ઓર નિંદાને ધિક્કારેછ, અને તોપણ એના દાદીની વિરૂધ તમે મને જે કામ સોંપુંછ તે હું સમજી શકતો નથી.

**નાજાંમાંય**—રૂસ્તમ, તું પરણેલો છે, બચરવાલ છે, પણ હજી નાદાન છે.

**રૂસ્તમ**—હું નાદાન છું તો તમે દાનાવ જરા સમજ પાડોની. આ ગુલાંને ખાન બાહદૂર બેજુશેઠે પોતાની દીકરી દાખલ રાખીછ, પણ તે તેવણની દીકરી નથી. તેના મરનાર માતબર બાપ તરફની બેહદ દોસ્તીના બદલામાં તેની દોલત સાથ તેની એ બેટીના બેજુબાવા ટરસ્ટી થયાછ અને તેને પોતાના ઘેરમાં રાખીછ. એ બિચારી ના કોઇના લેવામાં કે ના કોઇના દેવામાં, તે છતાં તમે એની પુઠ કાં પકડી રાખીછ!

**નાજાંમાંય**—ત્યારે સાંભળ. બેજુબાવા જેમ એક દોલતમંદ દોસ્તની આ દીકરીના ટરસ્ટી થયાછ, તેમજ તેવણે એક બીજા દોસ્તના દીકરાઓની પણ રખેવાલી માથે લઈ તેઓને પણ પોતાના ઘેરમાં રાખ્યાછ તે તો તું જાણેછ?

**રૂસ્તમ**—હા. એમાં તમે મને નવું શું કહયું નાજાં?

**નાજાંમાંય**—એ બે ભાઈઓમાંના વડા બેહલુભાઈ વિશે તું શું ધારેછ?

**રૂસતમ**—મારી બૈયર બચુએ તો બસ મીનીટ મારીછ, બેહન, કે જ્યારે હશે ત્યારે તમારી દીકરી દીનીનું કારજ એ બેમાંના વડા બેહલુભાઈ સાથેજ નકી થશે.

**નાજાંમાંય**—તારી બાયડી બચુંજ બોલતી નથી રૂશી, પણ આખું ગામ એમ બોલેછ.

**રૂસતમ**—ત્યારે શું નહીં કે બેહન? હુંબી આજવેર એમજ માનુંછ તે ખોટું કે?

**નાજાંમાંય**—તદન ખોટું છે. તે મારો જમાઈ થવાનો નથી ને હું તેને જમાઈ કરૂં બી નહી. બેહલીનું દીલ તો બીજીગમ દોડછે.

**રૂસતમ**—તે કોણ વળી?

**નાજામાંય**—આ ગુલે ગોલાબ ગુલાં ઉપર.

**રૂસતમ**—પણ ગુલાંને તો બેજુબાવાએ બેહલુભાઈનાજ ભાઈ દાદી સાથ અદરાવીછ?

**નાજાંમાંય**—પણ દાદી સાથ તેની સાદી થવાની નથી. આદરણીમાંજ અટકયુંછ. ગુલાંને પોતાની બૈરી બનાવાપર તો બેહલુભાઈ બાજયાછ.

**રૂસતમ**—ગુલાંના કરતાં ગુલાંના પૈસા ઉપર વધારે હશે. પણ અજબ જેવું છે કે બેહલુભાઇએ બાહારથી ગુલાંને પરણવા જેવી કશી ઉમેદ બતાવી નથી!

**નાજાંમાંય**—તે બને કેમ? દાદી સાથ એ દુકતીનું કારજ થઈ ચુકયું એટલે હવે પોતાની નેમ છુપી રાખી બાહારથી તો બેહલી એવું બતાવેછ કે જાણે કે ગુલાં સાથ પોતાને કશું લાગતું વલગતું નથી.

**રૂસતમ**—તેમ બતાવા સારૂ ત્યારે બેહલુભાઈ તમારી સંગતમાં ફરેછ? ને ડોલ દેખાડછ કે જાણે તમે તમારી દીકરીનો હાથ આપવા એને પ્યાર ને માન આપી ફુસલાવતાં હોય?

**નાજાંમાંય**—તેમજ. એમ કરી તે બધાંને ઠગેછ.

**રૂસતમ**—બેજુબાવાની બૈરી જરી જુવાકને પણ?

**નાજાંમાય**—હાજ તો. જરીનેબી ઠગેછ. તેને તો કશી ખબરજ નથી. દાદી સાથ ગુલાંનું સાટું તોડવાસારૂ તો ઓર જરી જુવાકનો આ ઝુંડો અમે જોડી કાહાડયોછ અને તેના દાદી વચેના કાગળો તુને બનાવવા આપ્યાંછ. ઘરડા વરની જુવાન બૈરી જરી જુવાક

થઈ તેની જુવાનીનો લાભ લઈ દાદીની આડી આલનો છુટો બનાવી કાહાડવામાં આપણા નિદાખાનાને ઘણું સવલ પડી ગયુંછ.

**રૂસ્તમ**—પણ અજબ છે કે બેહલુભાઈની એ બેહલાઈ તમે આલવા દેવોછ, નાજાંમાય?

**નાજાંમાંય**—તેમાં મારી મતલબ છે તે? રૂસ્તમ મેં આજવેર કોઈ આગલ કહ્યું નથી તે તુંને ભાઈ જાણીને કહુંછ કે આ ગુલાંની દાદી સાથની સગાઈ તોડી નાખવામાં જેટલો બેહલીનો લાભ છે તેટલોજ મારો પણ લાભ છે.

**રૂસ્તમ**—ગુલાં સાથ બેહલી પરણે કે દાદી તેમાં તમોને શો લાભ?

**નાજાંમાંય**—ગુલાંની સાદીથી દાદી છુટો પડે તો પછી હું તેને મારી દીનીનો વર બનાવું.

**રૂસ્તમ**—અરરર! ત્યારે તમે ને બેહલી બેહુ જણ ગુલાંને દાદીથી રખડતી કરાવા માગોછ? ઓ ખોદા શું જમાનો આવ્યોછ!

**નાજાંમાય**—કેમ રૂસ્તમ? કાંઈ પરહેજગાર બની ગયોછ ને અમારી ધારણાપર ખોદાને યાદ કરવા પડયોછ?

**રૂસ્તમ**—નાજાંમાય, હવે તો હદ થઈ. આ દાદી જેને તમે તમારી દીનીનો વર કરવા ચાહોછ તે એક લટખટ લુછો, કરજનો કરડેલો, માગનારાઓને રડાવતો, વારંટો અને કાપીયસોથી નાસતો ફરતો, દિવાલીયો, ઉડાઉ, જુગારી, છાકટો, તે તમારા જમાઈ દાખલ કેમ છાજે?

**નાજાંમાંય**—સબૂર, સબૂર. કેમ જાણ્યું કે દાદી એવો લુછો લફંગો છે?

**રૂસ્તમ**—તે તમેજ કેહનાર. તમેજ તેને જાહેર રીતે ધિક્કારનાર. એના બેહલુભાઈને તમેજ વખાણનાર.

**નાજાંમાંય**—અને તું માનનાર.

**રૂસ્તમ**—ત્યારે તે શું બધું ખોટું છે? દાદી છતી દોલતે કરજદાર છે, સોના સાઠ કરેછ, મારવાડીઓનો ઘરાક છે અને બેલીફોનો સદાનો શિકાર છે. તે શું ખોટું છે?

**નાજાંમાંય**—તે કરજદાર છે ખરો, પણ દીલનો ઘણો ચોખો છે. દાદી દુબલો છે તેટલો ઉડાઉ નથી, દયાલુ છે તેટલો દિવાલીયો નથી. તે ભોલો પણ ભલો છે. તે ભરભરીયાં મોહડાંનો પણ ખોલ્લા દીલનો છે. તે સખી દાતાર છે તેથીજ કરજદાર છે. તે બીજાઓ તરફ ઉદાર થવા સારૂ પોતાની તરફ બેદરકાર છે. તેની બદીમાં બદગોઈથી બુરૂં

બોલનાર અમેજ કે? પણ ખાતરી રાખ, રૂશી, કે અમારાં નિંદાખાનાએ તેને જેવો લુછો બતાવ્યોછ તેવો લુછો તે નથી. જાહેરમાં જે તેની એબ અમે ચિતારીયેછ તે બાતેનમાં તેની ખુબીઓ છે.

**રૂસ્તમ**—ત્યારે તેનો આ વડો, ડાહયો ડાહરો બાઇ બેહલી, તેને તમે બાબજા વખાણોથી બેહલાવોછ તેતો કેયો બેહકાવોછ?

**નાજાંમાંય**—અલબતાં. બેહલીની બેહલાઇ ભરેલી ફીલસુફી ઉપર બેજુબાવા ફીદા થઈ પોતાની મેળેજ તેને ગુલાં સાથે પરણાવા માગેછ, પણ જાણતા નથી કે એ બધાં ફીલસુફ ભાઈના ફૈલ છે. તે અલગો ને અલગો રહ્યોછ અને તોપણ બેજુબાવાની બાયડી ઉપરજ દાદીની બદનજરનો બુદ્દો તેવણના કાનપર જવાદઈને એવા તેવણના કાન ભરી આપેછ કે——પણ ઓ! લે સામેથી તેજ આવેછ.

(બેહેલુભાઈ આવેછે.)

**બેહલુ**—પરવરદેગાર તારો આસરો! ઓહો! નેકનામ નાજાંમાંય તમે છો કે? કેમ છો? ઓલો રૂસતમ! રૂસ્તમશાહ દીકરી તમેબી અહીં છો કે? તમે જમ્યા કે? રેહમના ખાવિંદ તે રહીમની રેહમથી કેવી ખુશાબખ્તી ભરેલી મુલાકાત! આટલા બધા દોસ્ત આરાનાવોને બે ઘડી મળવાનું થયું તે આફરીન છે આ લગનના કરનારાંઓને. આજના સરખી ધામધૂમ પરવરદેગાર સર્વને તાંહ કરજો!

**નાજાંમાંય**—બેહરામશાહ! તમારા આઇષ મોટા છે. અમે તમારીજ વાત કરતાંતાં.

**બેહલુભાઈ**—તે સાહેબના સુકરાણા કરો. તમો દોસ્તો મને ચાહો એ સહુ તે કારસાજની કરામત છે.

**નાજાંમાંય**—મારો પીતરાઈ રૂસી આપણને કેટલો કામનો છે તે તમે જાણોછ. પેલા કાગળો બનાવવાનું મે એને સોંપ્યુંછ. એ આપણો કદી વિશ્વાસ તોડશે નહી.

**બેહલુ**—વિશ્વાસ તોડ? તોબા તોબા! એ શું બોલ્યાં નાજાંમાય? રૂસ્તમશાહ જેવા તમારા સગા ઉપર જરાબી શક હોય? આપણો એ ભલો અને અસરાફ દોસ્ત મારા ભાઈબરાબર છે. સાહેબ ધણી તું!

**નાજાંમાય**—બસ બસ, બેહલી અંહી અમારી આગળ તમારી બેહલીગત ના રમો. બધી સહરાગાત એક કોરે મેળીને કહો કે તમારા ભાઈ દાદીની ગુલાં સાથની સાદીનું શું થયું?

બેહલુ—તમારી હિકમતોથી એ સાદીનું કામ તો સુર્ઈ ગયું. માણસ ધણુંબી ચાહશે, પણ તે કિરતાર કેમ આવું થવા દેશે?

રૂસ્તમ—નાજાંમાય, હવે હું રજા લેવુંછ. હજીતો મારે પેલું કાગલ કાપી કરવુંછ. સાહેબજી, બેહલુભાઈ.

બેહલુ—(શેકહેંડ કરીને) દાદારનું નામ લેવો. સાહેબજી, વાહલા રૂસ્તમશાહ. ખોદા તમારૂં ખાનું આબાદ કરે! (રૂસ્તમ જાયછે.) નાજાંમાય, આ રૂસ્તમ લુચો છે. એને તમે આપણો ભેદ શું કામ કહ્યો?

નાજાં૦—નહીં, મારો રૂસ્તમ તેવો નથી. એ આપણને કામનો છે. એના ઉપર વિશ્વાસ નહીં મુકીયે તો એ આપણું કામ દીલ મુકીને કરે નહીં.

બેહલુ—મને એ મુદ્દલ ગમતો નથી. એ મારા મુરબી જાલ-કાકાના મેહતા માણકલાલનો મિત્ર થાયછ. હવે તમે જાણોછ નાજાં-માય કે મારા જાલકાકા જે હાલ ચીનમાં છે, તેવણની દોલતથી અમે નચિંત છીયે અને પલાયા જેયેછ અને મારા કાકાનો બધો કારભાર એ મેહતાના હાથમાં હોવાથી અમે બેહુ ભાઈઓ એ મેહતાના ઓસયાલા છીયે. પણ એ મેહતો વળી દાદીનો દોસ્ત છે અને મારી અદેખાઈ કરેછ અને એજ મેહતા સાથ આ રૂસ્તમને મે ઘણીવાર વાતે વલગેલો દીઠોછ. એવા માણસને તમે આપણો છુપો ભેદ કહ્યો તેથી હું દલગીર છું. (ગુલાં ઘણી ગુસાભેર આવેછે.)

ગુલાં—નિદાખોર નકટાઓ! તમારૂં નામ નાબૂદ થજો!

બેહલુ—ઓહો ગુલાં!

નાજાં—શું છે દીકરી ગુલ?

ગુલાં—મુવાઓ, બૈરાં જમવા બેઠાં તાંહ તમો માટીડાઓને આવવાનું કામ શું? તમોને બોલાવ્યાતા કોણે?

બેહલુ—પણ છે શું ગુલાં? કાંઈ સમજ પડે?

ગુલાં—જઈને જુવોની પેલાં બૈરાં જમવા બેઠાંછ તહાં. હજીતો બૈરાં હાથ ધોવાના તેની અગાઉ જાણે ખાવાનું લુટાઈ જતું હોય તેમ પછવાડે તમામ માટીડાઓએ ફરી વલી બિચારાં બૈરાંને ઘેરી લીધાંછ અને તેમને પુરૂં પાધરૂં જમવાબી દીધું નથી.

બેહલુ—જેવો પરવરદેગારનો હુકમ. પણ એ લગનનાં કરનાર ભીખીમાય ભોલાંની ભૂલ છે. આટલાં સરખાં બચ્ચાંના આટલાં સરખાં લગન ઉપર આટલી બોટી ભીડાભીડ. છટ!

**નાજાં**—બેહલી, બેહલી, થોડાજ વખતપર તો તમે એજ ધામધૂમ ઉપર બીબીમાય બોલાંની બલાઇ પોકારતાતા? પણ દીકરી ગુલાં તું હમણા આવતાંની વાર કોઈ ચોકસ રાખસો, કોઇ નિંદાખોર નકટાઓ વિષે બોલી તે કોણ?

**ગુલાં**—તમારા સુધરેલા સગા ચાનજીભાઇ ચાડીયા. પોતાના કાકા ફરામરોજ ફડાકામારૂની સાથે અમે જમવા બેઠેલાં તાંહ આવીને પેહલા ઉભાછ. બીજા માટીડા તો પછવાડેથી આવ્યા, પણ આ પેહલ કાહાડનારતો તમારા "સુધારાવાલા" હતા.

**નાજાં**—તું પોતે સુધારાવાલી થઇને સુધારાવાલાઓને વગોવેછ કે?

**ગુલાં**—એતો **તમારા** "સુધારાવાલા" નાજાંમાય. ખરા સુધારાના નામપરથીબી ઓવારચા. એ સુધારાવાલા નહી પણ બિગાડાવાલા અને ઠગારાવાલા.

**નાજાં**—પણ તેઓએ કીધું શું?

**ગુલાં**—વળી શું? પોતાના રાત દીસના ધારા પ્રમાણે પોતાની તારીફ ને પારકાની નિંદા.

**બેહલુ**—પરવરદેગાર તું! પણ જાંહાં છે તાંહ ચાનજીભાઈ ચાડીયાએ મારી ગુલાંને ચીહીડવીછ.

**ગુલાં**—મુદલ નહી. એ બેહુ કાકા ભતીજા મારીતો તારીફપર તારીફ ચલાવેછ. મારી ખાતરજ તેઓ તાંહ આવીને ઉભા.

**નાજાં**—બરાબર. વાત મળી. ગુલાં મેં સાંભળ્યુંછ કે ચાનજીભાઇ ચાડીયાએ તારે વાસતે માગું મોકલ્યુંછ. ખરી વાત?

**બેહલુ**—ખરી વાત છે. દાદાર હોરમજ સહુનું સારૂં કરો. પણ મારા ભાઈ દાદી કરતાં તો હજી એ ચાનજી મારી ગુલાંનો હાથ લેવાને લાયક છે.

**ગુલાં**—બળ્યો રે! જેનુ મોહડું જોય તો ભૂખ વઠીક મરી જાયછ.

**બેહલુ**—પરવરદેગારે આપેલી સુરતની સદા સિફત ગાવો. ચાનજી જરા ચકાસેલો છે, પણ કાબેલ ખરો.

**નાજાં**—ચાનજી કવેશ્વર છે. કેવાં મજેના ગાયન જોડેછ ને પોતેજ કેવાં મજેના ગાયછ.

**બેહલુ**—ખોદાની ખુદરત! મેં સાંભળ્યાંછ એના ગાયનો. ઉત્તમ, ઉત્તમ.

**ગુલાં**—કચરો. કચરો. આજકાલના કચરાપતિઓ તે કવી થયાછ.

**બેહલુ**—થોડા કચરોખી હોય; થોડા માજખી હોય. સહુ તે સાહેબની બક્ષેશ છે.

**નાજાં**—એટલુંજ નહી પણ ચાનજી ખરો મશખેરો છે. બૈરાં જમવા બેઠાં તાંહ એ તમો લોકોને હસાવા આવ્યો હશે.

**ગુલાં**—મુવો રે! હસાવાને બદલે રડાવે ખરો. મને તો એ નિંદાખોરોને જોઇને ધ્રુજરાં છુટેછ. હું જગરતી જમી નહી જમી કરીને ઉઠી આવી.

**બેહલુ**—તાંહ જો મારો દાદી હાજર હોતે તો તમે એમ ઉઠી આવતે ગુલાં?

**ગુલાં**—દાદીની હાજરીમાં તો એઓ હિંમતજ કરે નહી. દાદી એ નિંદાખોરોને ધિક્કારેછ. નિંદાની સામે નિર્દોષોની ખરી દાદ દાદીજ લેયછ.

**નાજાં**—પણ એ દાદીનુ શાનુ તુને એટલું બધું લાગેછ દીકરી ગુલાં?

**ગુલાં**—હું એને અદરાયલીછું અને એની મને દયા માત્ર લાગેછ.

**બેહલુ**—દાદીની વાતો શું શું ચાલેછ તે તો આપણે જાણીયેછ. સાહેબ કરે તે ખરૂં!

**નાજાં**—તમારી જરી કાકી રે? હોવે!

**ગુલાં**—મુવો ચાનજી ચાડીયો એમજ કેહછ. પણ એમ કેહવાની દાદીના મોહપર કોઈ હિંમત કરેછ?

**નાજાં**—ચાનજી તો મશખેરો છે. અને તેમજ ફરામજી ફડાકામારૂં. પણ તું એ મશખેરાઓને કાંઈ માનતી ના હો દીકરી.

**ગુલાં**—મશખેરા! પીઠ પાછળ બુરૂં બોલનાર બદગોઈ ખોરાઓના દરેક બોલે બોલમાં બાલે બાલની નિંદા સિવા બીજું કાંઇબી છે? હું જમતીતી તેટલામાં સર્વ આબરૂદાર ઓળખીતાઓનુ લાઇબલ કરીબી રહ્યા. બેહેલુભાઇ સારી પેઠે જાણેછ.

**બેહલુ**—ખરૂં છે. ઓળખીતા કે અંજાણ્યા બેહું એમની બત્રીસીની બોલીદરાજીમાં એકસરખા દળાઈ જાયછ. દાદાર સહુની શરમ આબરૂ રાખે!

**નાજાં**—એતો એમ કેહવાય. કાકા ભતીજા બેહુ થોલીયા છે. બીજાંઓની જરા તરા ખુશ રમુજ કરે તે એમજ હોયતો.

**ગુલાં**—રમુજ? પોતાની રમુજ ને પારકાંનું મોત. ખુશ રમુજમાં કપટી નિંદા ભેળાય તે ઝેરી હોયછ. કેમ બોલ્યા નહી બેહલુભાઈ?

**બેહલુ**—બરાબર છે ગુલાં. એકની છાતીને જખમ કરી બીજાએ તેમાં મોજ મારવી એ મોજ નહી પણ મોત છે. એ ખુનીનુ કામ છે. પરવરદેગારના શરાપ એ પાપપર ઉતરેછ.

**નાજાં**—મશ્કરી તે એવીજ હોયતો. કોઇને કડવી ને કોઇને મીઠી લાગે. તેમાં મશ્કરી કરનારનો શો વાંક? કેમ બોલ્યા નહી બેહેલુભાઇ?

**બેહલુ**—રાસ્ત કહયું નાજાંમાય. મશ્કરી વગરની વાત ચીત માત્ર ફસ્વાદ કુચ્યા જેવી છે. જે ખટકબોલા હોય છે તે ઘામખા બદબોલા નથી હોતા.

**ગુલાં**—હવે આંહી મારે તેની તકરાર કરવી નથી. પણ એટલુંજ કેહુંછ કે બૈરાં બુરૂં બોલે તે ઘડીભર બાદ થઇ શકશે, પણ નિંદાખોર મરદને કદી માફ કરાશે નહી. નારી જાતીને માહો માહે નજીવી નજીવી અંટસ, લોભ અને અદેખાઇના હજાર બાહણા હોયછ. પણ એક પુરૂષ પરસ્ત્રીની નિંદા કરે તે બૈરાં કરતાં પણ બાયલો અને હીંચકારો હોવો જોઇએ.

**નાજાં**—ચાલો વારૂ માડીવાલો. પેલાં બૈરાંને જમાડીને ભીખીમાય આંહી આવેછ. ગુલાં, બીજાંતો બધાં બૈરાં નિંદાખોર છે, પણ ભીખીમાય ભોલાં પર તો તુને ભરૂસો છેની? જરા બોલકના છે પણ એવણના દીલમાં કપટ નથી. કેમ બોલ્યા નહી બેહલુભાઇ?

**બેહલુ**—ખરી વાત છે. ભીખીમાય જેટલાં ભોલાં તેટલાંજ ભલાં છે.

**ગુલાં**—એ વળી ભોલાપણમાં ભટાઈખોરી નિંદાનો ભાંગ્રો વાટેછ, તેને તમે ભલાઈ કહોછ. જાણીતા જાહેર નિંદાખોર પરવડે, નિંદાનો વેપાર અને ધંધો કરનારા પાલવે, પણ ભલી ભલાઇનું ડોલ ઘાલીને છુપો ઘાણ વાલનારા પાપી નહી પરવડે. કેમ બોલ્યા નહી બેહલુભાઈ?

**બેહલુ**—બોલબોલ રાસ્ત બોલી, ગુલાં. પરનિંદાના પવનના સપાટા તલે આબરૂની કીર્તિનુ ગાબરૂં નિકલવાનો વધુ ભય ભીખીમાય જેવાં ભોલાંઓથીજ લાગેછ. સાહેબ ધણી કરે તે ખરૂં!

[ભીખીમાય તથા પીલાંમાય જરબાઈ, દીની તથા બીજાં ઘણાંક બૈરાંને લઈ આવેછે. પીલાંમાય થોડાંકોને વલાવાની મેનીજ કરેછે. ભીખીમાય ગરબો મંડાવેછે.]

**પીલાં**—માય માફ કરજો હો મરૂં. આવજો મરૂં. ઓ હું મરૂ રે! સુનાબાઈ, રૂપાંબાઈ, હીરાંબાઈ, મોતીબાઈ. ઓવરાઈ જાવું રે!

**થોડાંક બૈરાં**—નહીરે માય. ભલાઈરે તમને. જમાડતાંનેજી.

(થોડાંક બૈરાં જાયછે.)

**ભીખી**—લે ચાલો છોકરીઓ, ગરબા માંડો. માય જરબાઇ, તમારે ગામના કાંઇ સારા સારા ગરબા ગવડાવો. એ ગીતની ગોએણો કાંહાં ગેઇ? થાકી ગેઇ કે? વાએ વાએ! ઉઠોની!

[જરબાઇ જુવાક થોડાં કથોર સાદનાં બૈરાં સાથ શરેમતાનો ગરબો ગવડાવેછે. ગરબાની એક બે કલી ગવાયા પછી ફ્રરામરોજ અને ચાનજી આવેછે.]

**ફ્રરામ**—ઓહો, નાજાંમાય! અંહી છોકે? ગુલાંને શું શું સમજાવોછ? ઓ! સાહેબજી બેહેલુભાઈ. ગુલાંમાય, મારા ભતીજા ચાનજીને ઓલખોછ કે? એતો આ જમાનાનો કવી છે જો. તમારા નર્મદ ને દલપત કવીઓને તો કોરે બેસાડ્યા. કેમ બોલ્યા નહી બેહલુભાઈ?

**બેહલુ**—ખરી વાત છે. "રાઇટ" "ક્વાઇટ રાઇટ"! ચાનજી પરવરદેગારની બક્ષિસથી એક ચાનજ છે. સાએરીના બાજારમાં સાહુકારોના શાહાજાદાઓનો સૂરજ તે એ ચાનજી છે.

**ચાનજી**—તમારી લાયકી છે બેહલુભાઈ. અમે સરગરદાન થયલા મરગરજાન કવીઓના કદરદાન ખરીદદાર તમે મુરબ્બીઓ છો.

**ફ્રરામ**—આહા! કેવી સાએરી! સરગરદાન ને મરગરજાન ને કરદરદાન! વાહરે મારા ચાન! મારા જાન! (ભેટેછે.)

**ચાન**—કાકા, કાકા, તમારો હરખ જરા સમાવો.

**ફ્રરામ**—હું બોટી તારીફ નથી કરતો ગુલાંમાય. ગોટલાના ગાંધીના ગૂમ થવાની વાત તમે સાંભલી કેની? તે વિષે મારા ચાને હમણાજ એક ગરબો જોડ્યોછ. તે તમે સાંભળશો તો દરરોજ ગાવા માગશો. ચાનજી, ગા દીકરા. ગુલાંમાયને સંભલાવ.

**ચાન**—અરે શું જો કાકા? જવા દેવો! હમણા નહી.

**ફ્રરામ**—ખરૂં કહું છું, ગુલબાનુ, કે એના મગજની શક્તિમાં જોડવાની જુગ્તિ મારા ભતીજાને કવી બેજાનો બતાવી આપેછ. એતો જરા તમારા દેખતાં શરમાયછ. ખરૂં કેની બેહલુભાઈ?

**બેહલુ**—ખરૂં છે. પરવરદેગારના બંદાઓને શરમ સજાવાર છે.

**ગુલાં**—એવણ શરમાયછ એટલું સારૂં છે.

**ફ્રરામ**—પણ સાનો શરમાય? કોઇના ચોરાબોરી છે? બૈરાં કાંઇ ઘરેણું કાહડી લેવાના છે? બસ ગા. હે હે બૈરાં! બંધ કરો તમારા ગરબા. અને ગોદરા ગામમાં ગોટલાના ગાંધીને તેની બૈયર ગુલા ઘેલીએ ગાંધ્યો તેનો ગરબો મારો ચાન ગાયછ તે કાન દઇ સાંભલો.

**ચાનજી**—(ગાયછે.)

"ગોટલાનો ગાંધી, ગુમ થયો ગામડે, ગોદરાનુ ગોદરૂ ઓઢીરે,
ગરબો ગાય ગામઠી, ચાનજી રાનજી, ખાઈને ખાટું મીઠું દાધીરે."

**ઘણાજણ**—શાબાસ! શાબાસ! કવીરાજ.

**બેહલુ**—ખરો સાબેગાન સાબેર. પરવરદેગાર!

**ફુરામ**—બસ આ સાજનમાં ચાલતાં ચાલતાં, ગોટલાના ગાંધીની ગપ સાંભળતાંવાર, મારા દેખતાં, મોહપરને મોહપર, જોડી કાહાડયું. ખરૂં કહુંછ. શું? શું? જરા ફરીથી ગા દીકરા.

(પોતે ચાનજી સાથ ગાવા લાગેછે.)

**ફુરામ**—"ગોટલાનો ગાંધી, ગુમ થયો ગામડે"—બધા ગગાપરજ છે હો! (ગાયછે) "ગોદરાનું ગોદરૂં ઓઢીરે." એ સેવટે ગોદરૂં ઓઢવાનું ઘણું સરસ આવી ગીયુંછ.

**ચાનજી**—(ગાયછે) "ગરબો ગાય ગામઠી ચાનજી"—

**ફુરામ**—એબી વળી ગગોજ આયો. "ગોદરા ગામ" ને તેમાં "ગોટલાનો ગાંધી" કાફીયા કેવા મળેછ! વાહવારે!

**બેહલુ**—એના કરતાં "ગોદરૂ ઓઢી" ને "ખાટું મીઠું દાધી" નો કાફીયો ઘણો સરસ આવ્યોછ.

**ઘણાજણ**—શાબાસ! શાબાસ! (તાલી પાડેછે, ચાનજી નમેછે.)

**પીલાંમાય**—મરેરે! જોયું કે? કેવાં ગીત જોડેછ! હમણા પરહેજી ખાનામાં ખાટું મીઠું દાધી ખાધું કેની તે ગીતમાં લગાડી દીધું.

**ફુરામ**—એ તો ગરબાની ટેક થઈ.

**ચાનજી**—ગરબાની ટેક થઈ ને આપણી ટેક રહી. (સઘલાં હસેછે)

**ફુરામ**—હા હા, હા. મારા ટેકાવખાં બાહદૂર! મારા ઘણેતર ઘોરી! કેવાં બધાંને હાસ્યારસથી હસાવેછ! ચાલ હવે એ ગરબાની એક કલી ગા.

**ચાનજી**—કલીકાકા કલી ગાવા કેહછ તો ગાયનની ગલીમાંથી કવિતાની એક સલી ભેજાંમાં ભલી ને મનથી મળી તે મુખથી વળી હું ગાઉં ટલવલી તે સાંભલો હલમલી.

**ફુરામ**—વાહવા! વાહવા! કેવા કાફીયાપર કાફીયા! (નાચેછે)

**ચાનજી**—કાકાના કાફીયાભતીજાએ બાફ્યા. ચાલો સાંભલો. (ગાયછે)

"ગોટલાને ઓટલે, ગોટલી વહુએ, વરજી ગાંધીને ગાંધ્યો રે,
ગોટલાની ગોટલી, ઠાસલાં ભાગીએ ભેજાંનો ખીમો રાંધ્યો રે."

**બેહલુ**—વાહુવા! કેવી મજાની હસવા સરખી કવિતા!

**ફરામ**—ઘણીજ હસવા સરખી! મારા ચાનજીનુ બધું કામજ હ-સવા સરખુ છે. ગુલીમાય, હજી તમે એને બરાબર ઓલખતાં નથી. કેમ બોલ્યા નહી બેહલુભાઈ? તમારા દાદી કરતાં કાબેલજો!

**ભીખી**—(ગરબાનાં કુંડાલાંમાંથી આગળ આવીને) મરેરે! એ શું ગપાટના ગોલા ચાલ્યાછ. બેહલી, કાંઈ તમારા ભાઈ દાદીની વાત ચાલીછ? આજે દાદી દેખાતો કેમ નથી જરબાઈ? તમે તો જાણતા હોશો માય.

**નાજાં**—તે ગુલાંને પુછો. દાદીની વાત તેની વાહલી ગુલાંને વાકેફ. બિચારા બેહલુભાઈ શું જાણે? ને વળી જરબાઈ શું જાણે?

**ભીખી**—વાય વાય! વળી દાદીની વાત જરબાઈ નહી જાણે?

**બેહલુ**—પરવરદેગારનુ નામ લેવો!

(જરબાઈ સાથ એક ખુણામાં વાતે લાગેછે કે જ્યાં તે તુતનીજ ગરબાના કુંડાલાંમાંથી આવી બેઠીછે.)

**ભીખી**—નાજાંમાય, તું દાદીને વાસતે ગુલાંનો હવાલો આપેછ. પણ ગુલાં બિચારી શું જાણે? દાદીની દોડાદોડીપર એ બિચારીને બ-લાપો થોડો છે કે વળી એને પુછીયે? પણ વારૂ ગુલાં, શું આએ વાત ખરી છે કે દાદી સાથનુ તારૂં કારજ (ભાગી જવાની ઇસારત કરેછે) તેમ હોયતો નવાઇ નહીરે, માય, કાંઇજ નવાઈ નહી. હોજીયા દાદી સરખા દિવાલીયાને કોણ દીકરી આપે? ગુલાં, સાચું કેહ, ખરી વાત છે? આખાં ગામમાં વાત ઉડી રહીછ.

**ગુલાં**—ત્યારે તો હું એટલુંજ કેહુંછ, ભીખીમાય, કે આખાં ગામ પાસે કાંઈ બીજુ કામ નહી મળે તેથી હું દલગીર છું.

**ભીખી**—ખરેખર! બલા જાણે રે એવા આદરાબ્યાને ને પર-ણ્યાને! મનેતો બલાપો થાયછ. બિચારી ગુલાંપર મને કેવી દયા લાગેછ! પણ જગને મોહડે કાંઈ ટાલું છે દીકરી? લોક કાંઈ મુવાં અટકાવેલાં અ-ટકેછ? લેની, તારા દાદીની એ વાત, પરમ દાહડેજ, જેણે મને કહી, તેનેજ મોહડેથી આએ વાતબી સાંભલી કે તારા મુરબ્બી બેજ્જુબાવા ને તેવણની બૈરી જરી જુવાક જે વખત જાયછ તેમાં પેલી કેઈ કોરટ જો? (યાદ કરેછે) મરેરે! યાદબી નહી આવતું—હા. હા. માટીમુવાંની કોરટ તેમાં જવાના છે. ખરી વાત કે?

**નાજાં**—તેગી કોણથી? ગામમાં તો વાત ચાલીછ કે આ દાદી, જેને એજુબાવા દીકરો ગણેછ, તેજ, બિચારા બુઢાજીની પેરનો દીકરો ઘોર ખણેછ.

**ગુલાં**—એવી પરનિંદા કરનારાં કેવાં પરવારતાં પાપી હોવાં જોઇયે!

**ભીખી**—પાપી તો મુવાં સાત પાણીએ ધોયલાં રે! પણ લોક બોલવાપર આયાં કે બોલવાનાજ. રોગ જાણેરે! હુંતો કદીબી કોઇની નિંદા નહી કરૂં. પણ બિચારા એજુબાવાનું મને ઘણુંજ લાગેછ. ગુલાં, તારા એ વાલી બૈરી નથી લાયા પણ બરૂં પાપ લાયાછ. જરી જુવાક તે જુવાકજ છે. ઘરડું ઘડપણ જુવાન બૈરી સાથ પરણવાનું પરિણામ એજ.

**પીલાં**—(આગળ જઇને) મરેરે! આસતે બોલો ભીખીમાય! તાંહ પેલી છે. સાંભળશે?

**ભીખી**—(ફાર ખાઇને) ઓવાય! મુઇરે હુ! હું શું કાચું કાપુંછ? હું તો મકું જે ઘેર કહડાઇછ. પણ જરી જુવાક સાથ પેલું કોણ વાતે વલગ્યુંછ? બેહલી કે? ગરેચ્ચો કેવો બેહલી ગુરદો થઇ, હરસે હરસે કાનપર પડીને કાંઇ ગુસગુસ ગુસગુસ વાત ચલાવેછ! ઓ! જાણે કેટલે વરસે મળ્યાં!

**ફરામ**—અરે તાંહબી કામ બેહકેલું છેરે! કાંઇ ચેન ચાલા ઠીક નથી.

**નાજાં**—નહી નહી. બેહલુભાઇ તો જરીને શિખામણ દેયછ.

**ગુલાં**—આ કેવી પાપી નિંદા! હું જઇને જરીકાકીને કેહું. તેવણ કોણ જાણે શું શું કામની વાત કરતાં હશે અને તમે લોક તેવણની કેવી નિંદા ચલાવોછ! (ગુલાં જવા કરેછે, તેને ભીખીમાય અટકાવેછે.)

**ભીખી**—ઓવાય ગુલાં! નહી રે! તું શું કાલનો દુકાલ આજે પાડેછ? મારા સમ જો! માફ માગુંછ! માડીવાલ ગુલાં.

**ફરામ**—પણ હું તો મશ્કરી કરૂંછ, દીકરી ગુલાં. લાવોની બેહલુ ભાઇના મોહડાંપર કેહું.

**ભીખી**—અખાડા કરો રે! તમે જરીને ઓલખતા નથી. છેડાઇ તો બધાને બેસવું ભારી પડશે જો! જે પોતાના વરની નહી થતી તે આપણી કાંઇ શરમ રાખવાની છે?

**ગુલ**—આ તે વળી નિંદા નહી કે?

**ભીખી**—મરેરે! આ દુકની તો છીકતાં દંડછ! હોરી આવ ગુલી! ગામતો ગમેતે બોલશે, તે બધાંને તું અટકાવતી ફરશે કે? લોકો ભલા ભલા ધણેતરને બોલીને ઉભાં રેહછ. એમતો લેની. આપણા જીજુ ઝવેરીના દીકરા જાંહગીરની વાત કાલેજ મારા કાનપર આવી કે—

**ફરામ**—હા, હા, શું બીબીમાય? જાંહગીરની શી વાત?

**ભીખી**—કેહ કેજે ભલે ભલે ઠેકાણેના માગાં આયાં તે રદ કરીને કારમઓ તો માજીસટર પાસે જઈને ઘોડાવાલી સાથ પરણ્યો.

**નાજાં**—મેંબી સાંભલ્યું.

**ફરામ**—વાત ખરી છે. મેં પણ સાંભલીછ.

**ઘણા**—મેબી સાંભલીછ. મેબી સાંભલીછ.

**ભીખી**—લેવા. બધાં જાણેછ. આપણે કાંઈ કોઈને કેહવા ગીયાંતાં? પણ હોટબાહાર તે કોટબાહાર. એકને મોહડે બીજાં, ને બીજાંને મોહડે તીજાં. તેઓને આપણે કેમ અટકાવીયે?

**ગુલાં**—આપણે બોલીયેજ નહી તો એવી વાતો નિકલેજ નહી. કોઈની પણ વાત એ પ્રમાણે આગળ ચલાવવી એ હીણામાં હીણું પાપ છે.

**ભીખી**—મરગરજાન પાપરે માય! મરગરજાન પાપનુ કામ! પણ પાપ કે સવાબ, કાંઈ લોક સમજેછ? બોલનારાંઓની બત્રીસાતો કેહજે કેહરે મોહડાં શું બાવેછ? હવે એ જાંહગીરનો બાપ ઝવેરી છે, પૈસાદાર છે, ને જુસતીનો પીસ છે, તેણે નિંદા જરાબી અટકાવી?

**નાંજાં**—કેમ અટકાવાય? વાત ખરી હોશે તે?

**ગુલાં**—હજીતો ખરી "હોશે."

**ભીખી**—હોશે હોશે. ખરી હોવીજ જોઈયે. નહી તો કે એ વાત નિકલે કેમ?

**ફરામ**—ઝવેરીનો જાંહગીર જંગલી તે જંગલી! હજી એના કરતાં કુવરજી કુકરેકુકનો ભાઇ કેકોબાદ કલકતેથી મડમ લઈ આયો તે બલુ.

**નાજાં**—મડમ? ક્યારે? ક્યારે?

**ભીખી**—હા કેહછ, કેહછ તો ખરાં. કેહ કેજે ગોરી ગોરી જાણે દુધને દહીત્રાં જો. વલી રાંડતો સારી ને માથુબાનું પેહરી મરેછ.

**ગુલાં**—ખોટી વાત. બધી ખોટી વાત.

**ભીખી**—હં કે? ત્યારે ખોટાજ બુમાટો કે?

**ફરામ**—અરે વાતો નિકલે તેનુ શું પુછવું? પેલી કેવી વાત દીકરા ચાનજી? (ચાનજી હસેછે.)

**ભીખી**—નહી નહી? શું છે મને કહો! જોવ! મારૂં લોહી પીઓ જો! મને કેહો!

**ફરામ**—અરે એતો પેલી જીનીની દીનીના જોડ બકલ્યાંની વાત.

**નાજાં**—જોડ બદલ્યાં? તે પરણ્યાછજ કાંહાં?

**ફરામ**—હસવાનું તો તેમાંજ છે તો. નથી પરણી ને નથી બાઈ જણી. ને તેણી ગામે તો તેને બચ્ચાંની માય કીધી ને તેણી વળી જોડ બચ્ચાં.

**ભીખી**—મરેરે, શું શું બુદ્દા! શું શું બુદ્દા!

**ફરામ**—પણ વાત મજાણી છે. મારો ચાનજી જાણેછ. કેહ દીકરા.

**ચાનજી**—ગીયા બુધવારને દાહાડે કેની તે બચુંબાઈ બદામ દરાખને તાંહ બચ્ચાંની નવજોત ગઈ. સાંજના સારે પોહરે વાતપરથી વાત ચાલી. એક જણે જીણીબાઈની દીનીબાઇનો દાખલો આપ્યો કે તેને બકરી પાળવાનો ઘણો શોખ છે અને તેની એક બકરીએ જીણીની દીનીને જોડ બચ્ચાં જણી આપ્યાં. ભોગજોગે તાંહ સુગાંપેહરાંના માણુક વહુ બેઠેલાં હતાં. બાપદાદે બેહુ કાને બેહરાંજ કેની? તેવણને બકરી બોલ સંભળાયો નહી, પણ જીણીની દીનીનુ નામ સંભળાયું. તેવણ બુમ પાડી ઉઠયાં કે શું દીનીએ જોડ બકલ્યાં જણ્યાં? બીજે દાહાડે આખા ગામમાં વાત ચાલી. જે મળે તે પુછે કે શું જીણીની દીનીએ જોડ જણી?

**ભીખી**—(હસીને) મરેરે! ભુલ ચુકમાં શું શું ઉલટાનું સુલટું ને સુલટાંનું ઉલટું થઈ જાયછ. મુવાં લોકોએ માન્યું કેમ? કોઈના જુવાન જમાન બચ્ચાંનુ જુઠું સાચું મારી તો બલાએી નહી કરે! એમ તો ગીયે રવીવારે વીરજી વેહવારીયાની વિલરને વાસતે વાત નિકલી તે મેં કાંહ માની? બસ એજ જણ આગલ હું બોલી હોવસ. વધારે નહી.

**ગુલ**—હવે બિચારી વિલરપર વાદલ આવ્યું.

**જર**—(આગળ આવીને) રાખરે ગુલાં, જરા સાંભલવા દે! વિલરની શું વાત છે?

**બેહલુ**—(આગળ આવીને) અરરર! ખોદા ખેર કરે, પણ સહુ સારૂં તો કેની!

**નાજાં**—ભીખીમાય, વિલરની વાત હું જાણુછ. કેહ કેજે પોતાના વરને સપાટે સપાટે ઝુરી કાહાડયો ને પછી સસરો વચે પડયો તેની ઉપરણી સપાટના સપાટા લીધા. (બધાં હસેછે.)

**ભીખી**—મુવાં હલકાં તે હલકાં! પાસે પૈસા વધયા પણ કાંઈ જાત બુનીયાદ વધી?

**બેહલુ**—પરવરદેગાર સહુનું સારૂં કરો! પણ કેટલાક લોકો બનાવટ કરેછ તેની હદ નથી. બરજોરજી બગલાને વાસતે બુદ્દો નિકલ્યો તે તમે

સાંભલ્યો કેની? કેહ કેન્જે પોતાના મારવાડી શેઠની પેહડીને નેવું હજાર નહવાડી નાખીને પોતે નિમચ નાઠો.

ચાનજી—નેવું તો શું? પણ મે ચાલીસ સાંભલ્યા.

ફરામ—મેતો બે લાખની બુમ સાંભલી.

બેહલુ—બે લાખબી નહી ને ચાલીસ હજારબી નહી. નેવું હજારની બુમ હતી ખરી.

ભીખી—જો કારમખો! સબે ખાતાં ગોસાંઈ નડે તે એ. જોયું!

ફરામ—પણ મે તો સાંભલ્યું કે એ બજો બગલો પકડાયો, ને પૈસા ભરી આપ્યા તેથી મારવાડી શેઠે જવા દીધો?

નાજાં—અરે કોણે કહ્યું? એ ગપાટો કાંહથી લાવ્યા? મે પકે પાએથી સાંભલ્યું કે તેને તો પોલીસમાં પરહેજ કીધો.

ભીખી—હં? ચાલજા! ઘરડેઘડપણ મુવા બાપ થતાની કમબખતી!

જરી—કમબખતી? તો એવી ચાલ નહી ચલાવીયેની! પણ તમો લોકને કસી ખબર નથી. બરજોરજી બગલાને તો સીસનમાં મોકલ્યોબી.

ભીખી—ઓત જા! મરેરે! કેસ સીસમમાંબી ગીયો? ત્યારે તો બિચારો ફાંસી જવાનો. પણ કાંઈ નહી. મુવા ચોરોને શિક્ષા લાગશે.

નાજાં—ફાંસી શાનો જાય? પણ બટમબે જનમ દેશ નિકાલ તો થયો એમ જાણજો.

જર—કાંઈ વાત? એના પૈસાવાલા બાપનો વગ એવો લાગશે કે આખી જુરીને લાંચ આપશે.

ફરામ—એ છુટી જવાનો. શેસનમાંથી છુટી જવાનો.

ભીખી—હં? જા! મરે સારૂ ત્યારે તો. બિચારો બચરવાલ છુટે તો સારૂં. (કાવસાદારૂ આવેછે.)

કાવસ—એ શું શું? કોણના ગપાટા મારોશ?

ભીખી—અરે બિચારો આપણો બરજોરજી બગલો પરહેજ ગીયો.

કાવસ—કોણ? બહમનશાહ બટકનો દીકરો બરજોરજી બગલા?

ભીખી—હા તેજ રે વાય? કેહ કેન્જે નેવું હજારની ચોરી કીધી. કારમખાને કોઈ પુછે?

કાવસ—અરે કોણે કહ્યું શો? આજે હું તેડું કરવા ગીયો તો તો મજાથી પેઠેલા હુતા ને ઘેરમાં તો નવજોતના ગીત ગવાતાતાં.

**ભીખી**—સાચેમાચ? ઓવાય! તારે પરહેજ નથી કે?

**બેહલુ**—નહીજ. મેં પેહલેથીજ કહ્યુંની કે જુટ્ઠો છે. પણ તમે લોકોએ વાત વધારી ત્યારે હું દાદારને યાદ કરી ચુપ બેઠો. ગઈ કાલે મે તેને એજ મારવાડી સાથ તેનીજ પેઢીપર કામ કરતો જોયો ત્યારેજ મે જાણ્યું કે વાત જુઠી છે.

**ભીખી**—ઓવાય! ત્યારે ચોરી બોરી કીધી નથી કે? મરેરે! મુવાં લોક કેવું જુઠું જુઠું જોડી કાહડેછ! આ જોયા ગામ ગપાટા? બજા બગલાના બાપને વાસતે કોઇ કેહતો હું માનુબી. કેહ કેજે એ બાપે તો આખી દોલત ચોરી કરી કરીને એકઠી કીધાછ, પણ એના દીકરા બજાને વરે કોઈ બોલે તો હું નહી માનું.

**ગુલાં**—અને તોપણ તમે લોકો તેને ફાંસીએ અને બટમબે મોકલીબી ચુક્યાં.

**ભીખી**—શું કરીયે? બધાંજણ બોલે તારે નાચાર! સાંભલવું પડે.

**બેહલુ**—હવે એ તે કાંઈ બનાવટ કરવીછે? એ તે કાંઈ બોલવુંછે? એવી બનાવટ કરનારાંઓ તે સાહેબસનમ પોતાને ગુનાહમાં ભરેછ.

**ગુલાં**—અને તોપણ એવી વાત કરનારાંઓ કરતાં તેના કેહનારાંઓ ઓછાં ગુનેહગાર નથી.

**ભીખી**—બચીત! બચીત! મુવાં વાત કરનાર અને વાત કેહનાર બેહુને ગધેડે બેસાડી, ગામમાં ફેરવીને પછી ગરદન મારવા જોઈયે.

**કાવસ**—પણ એવી વાતની બિચારા બેહસતી કાવસજી કરારીયાને ઘણી છીટ હુતી. કેવા સારા માણુસ! કેવું ખરાબ મોત!

**ભીખાં**—મરેરે! દાદારજીને ઘેરનો ઇનસાફજ ઊંધો! વળી કાવશાહ કરારયાનુ સારૂંજ થવાનું હોતે તો તેવણ જુવાન જમાન મરીબી જતે?

**નાજાં**—પણ તે બેહસતીની દુકતી, આ પીરોજ પપરડી તેની વાત તમે જાણી કે?

**ઘણાજણ**—શું? શું?

**ભીખા**—હોવે હોવે. હું જાણુંછ. રાંડતો પોતાના જનેતા બાપ જેવા બાપના રૂવાનને ડેફાંનીકાંની ઢાંકણું વાલી દીધું. ઉઠમું વરરા ખરચ શું કીધો? કેહ કેજે ધમ દઈને એક હજાર રૂપીયા.

**નાજાં**—અરે કોણુના હજાર? પાનસો રૂપરડી! ને તેમાં આખાં વરસનો ખરચજો. ડાસલાં બાસલાં સહુ.

બેહલુ—તોબા, તોબા! શું જમાનો આવ્યોછ!

જરી—રાંડને બાપની દોલતના થમણી ને થમણી લઈને પોતાનું તરીયારૂં તાહરે કરતાં સારૂં લાગ્યું?

ભીખી—એ દુકતી થતીને કોઈ પુછે કે તારો સાત પાંચને પાલનારો બાપ જેવો બાપ, તેની દોલતની દલો લઈને બેઠી, તો તેમાથી જરા એક વરસના ડુસલાં તો માંડ? બીજું તો રહ્યું.

નાજાં—હં! અરે નામ પ્રમાણે કાંઈતો ખરચ કેહ્યો? હં! પાહાડજેવા બાપને પથરને ઠેકાણે ગણ્યો. મુઆરે એ ખરચની કરતી!

બેહલુ—અવાક્ષે પસેમાન! અવાક્ષે પશેમાન! એતો સુધરેલી થઈ ખરી કેના? અફ્સોસ! કે આજ કાલના બચ્ચાંઓ ધરમધ્યાન છોડી દેવામાં સુધારો સમજેછ.

ભીખી—ઓ મરૂં રે! બેહલુભાઈ કેવા ભણનાર ગણનાર પાક પરહેજગાર છે. પણ બેહલી, તમારા આપે દાદીને વાસતે ગામમાં વાત નિકલીછ તેતો ખોટીજ છેના? કેહ કેજે એ બિચારાપર બાર કેર્પીવાસ ને દસ દીકરી થઈછ.

બેહલુ—અફસોસ, ભીખીમાય શું કહું? મારો ભાઈ થાયછ, પણ રાસ્તીને હું કેમ છુપાડુ?

જર—ભલા માણસ તો આંખ મીચીને ડાહવેછ તે જોતોજ નથી.

ગુલાં—(સ્વગત) અફસોસ! જરીકાકીબા દાદીની વિરૂધ! હવે તો હદ થઈ.

ફરામ—પણ બેહેલુભાઈ મેં સાંભલ્યુંછ કે તમારા કાકા જાલભાઈ જજદાથી પાછા ફરેછ? એ ખરી વાત છે?

બેહલુ—જેવો પાક પરવરનો હુકમ! પણ હું જાલકાકા વિષે કશું જાણતો નથી.

ફરામ—તમારા કાકાએ ચીનમાં ઘણા વરસ કાહડયાં હો બેહલુ ભાઈ. તેવણ આવે તો તમે ઓલખોબી નહી.

બેહલુ—પરવરદેગારની બક્ષેસથી એવણના સિધાસ્યાને આજ પંદર વરસ થયાં.

ભીખી—કાકાને ચીનીઓની લાલચ જે લાગીછ તે પાછા ફરવા માંગતાજ નથી. પણ બેહેલુભાઈ, તમો બેહુ ભાઈઓને, ઓદાએ રાએ, પાંચ પૈસે પુછવા પરછવાનુ જાલકાકાએ ઠીક જારી રાખ્યું છ.

**નાજાં**— અને તોપણ એ ઉપકારનો બદલો બીજો ભાઈ દાદી કેવો વાલી આપેછ તે દીઠું કેની? કાકાના મોકલેલાં દૈવતનો દાદીએ કેવો ફના-ફાતીયો કીધો તે તેવણ આવીને જોશે ત્યારે——

**ભાંખાં**—બિચારા માથે હાથ દઈને રડશે દાદીના દિવાલાં પર.

**બેહલુ**—બાનુઓ અને ગૃહસ્થો, મારો ભાઈ દાદા ગમે એવો દિ-વાલીયો છ તોપણ હું ઉમેદ રાખુંછ કે મારા મુરબ્બી બાલકાકાને એ મારા જુવાન ભાઇ વિષે કોઈએ ભુલથાપ આપી નહી હશે. કેમકે ચાલ દાદીની આડી છે તોપણ દાદારની દયાથી તે સારો થશે અને હજીબી તે સુધરશે.

**ભાંખાં**—એ સુધરશે, સુધરશે! તાહાડ જાય ફેવેને આદત જાય મુવે.

**ચાનજી**—પણ દિવાલીઆપણા છતાં દાદીની આંટ મારવાડીઓમાં સારી છે. તેઓ એને સધર શિકાર ગણેછ અને એ કોચીના સાહુકારને માટે રાત દીસ દુવા કરેછ.

**ફરામ**—એ ખરી વાત છે. દાદી એક શ્રીમંત શાહજાદા પેરે પાદ-શાહી દમામથી ફરેછ. તે દરરોજ દજન દજન દોસ્તોને જમાડેછ. તેના માગનારાઓ પોતે તેને તાંહ જમનારાઓ છે અને બેલીફો ટેબલ બોયની પેરે તેની આસપાસ ભમતા ફરેછ. (સઘલાં હસેછે.)

**બેહલુ**—જે તે બોદાયા ખાવિદ કરે તે ખરૂં! સાહેબો આ વાતમાં તમારૂં હસવાનું પણ મારે તો મોત થાયછ. મારા સરખા એક સગા ભા-ઇને કેવું લાગે તેનો તમે ખ્યાલ કરતાં નથી.

**ગુલાં**—(સ્વગત) સગો ભાઈ સાવકા કરતાં નબેતર. મુખમાં રામ ને પેટમાં છુરી. (કાવસદારૂ આવેછે.)

**કાવસ**—લેવ શાલો, શાલો, પારાલી રાતના લગનનો વખત થવા-શાજો. સાડા બાર થવારા.

**ભાંખી**—ઓ વાય! હાજો! વાતમાં ને વાતમાં વખત નીઠી ગીયો તે માલમબી નહી પડયો. ઉઠો માય ઉઠો, તૈયારી કરો. એ તો પરવાર-વાંઓ નિદા કરચાજ કરે. (વાજાંઢોલ અને બીજી ધામધુમ ચાલેછે.)

---

## પ્રવેશ ૨ જો.

ખાનબાહદુર બેજુબાવાના બંગલામાં બે ઓરડા. અંદર સુવાનો અને બાહેર બેસવાનો ઓરડો. રાતનો વખત. ઓરડામાં બતી બલેછે.

**બેજુબાવા**—(બેહરામની સાથે આવીને) બેહરામ!

**બેહરામ**—જી. ઓવીજી.

**બેજુ**—કપડાંની ગાંસડી અંદર મુકીને તું જા.

**બેહરામ**—(અંદર જઈને પાછો આવતાં) શેઠ, બેઓદબી માફ છે. તુમ સુતી નથી?

**બેજુ**—મને ઊંઘ આવશે ત્યારે હું સુઈશ.

**બેહરામ**—(સ્વગત) ઊંઘ ઓવતો નથી. ઓઈ બેઠી બેઠી પેરીયાં ગણ.

**બેજુ**—મારી ઊંઘને હજી વાર છે. બે વાગતા અગાઉ મને ઊંઘ નથી. મારી સપાટ લાવ બેહરામ. (બેહરામ પાછો અંદર જાયછે.) આ ગરીબ પણ સુખી હું તવંગર પણ દુખીની ઊંઘને એક સરખીજ સમજેછ. મોટા થવાના લોભી ગરીબો થોડુંજ જાણેછ કે નાનાઓ જે સુખ ભોગવેછ તે મોટાઓના ભાયગમાં કદાચજ હોયછ.

(બેહરામ પાછો આવેછે.)

**બેહરામ**—ઓય સોપાટ લાવી. (સપાટ મુકીને જાયછે.)

**બેજુ**—મારૂ બધું દુખ મારી બૈરીનું છે. એક બુઢો બુખખ જુવાન બૈરી પરણે તેનુ પરિણામ એજ. આજ છ છ મહિના થયા હું સુખીથવા જઈને પરણી લાવ્યો અને તેણે આજ છ છ મહિના થયા આવીને મને દુખીમાં દુખી બનાવ્યો. પેહલાં તો ચોરીમાંથી ચચરયું અને પાછલી રાતના લગન અગાઉ પેહલીજ રાતે અમોને વધેરાયું. પરણીને હું પાહાવરડો થયો તે અગાઉ ગામમાં હું ગધેડો બન્યો. મિત્રોની મુબારકબાદી પુરી થઈ તે અગાઉ મારો પસતાવો સરૂ થયો. અને સુખ સુખને ઠેકાણે રહ્યું તે અગાઉ તો હું થોલીયાઓની હાંસી અને બુરાઓની બદગોઈનો ભોગ થયો. હું કેટલી સંભાલથી પરણયો જો? ખામખા ગામડાંમાં જઈને ગામડની ગોરી લાવ્યો કે જેણે મીઠાઈની ન્યાત સિવાએ બીજી કોઈમોજ દીઠેલી નહી હોય અને એક સારી ને કાંચલી સિવાએ બીજો કોઈ પોશાક પેહર્યો નહી હોય. આજના ઈટરાતથી અજાણી અને ફીશ્યારીમાં નહી ફસેલી એક ગામડીયણને હું પરણી લાવ્યો કે શેહરીઓના શોખમાં તે સપડાય નહી. પણ પરિણામ તો ઉલટુંજ નિવડયું. ગરીબની દીકરીએ નહી દીઠેલી દોલત દીઠી

એટલે એ તો વધારે ફીશ્યારીમાં ફસીછ અને મારા પૈસા ગુમાવેછ તેની સાથ મારી આબરૂ પણ ગુમાવવા પડીછ. ભીખીમાય બોજાંને તાંહના લગનમાં હું જરીને માટે બાર વાગતા વેર થોભ્યો અને તોપણ હું બ્રરડા માણસને એટલા ઉજાગરા છતાં જરી વગર એકલો ને એકલોજ ઘેર આવવું પડયું. હું આહી ગુસ્સા કરૂંછ, પણ જરીની મોજ કોણ જાણે કયારે પુરી થશે અને તે કોણ જાણે કયારે આવશે? (બેહરામ આવેછે.)

બેહરા—ઓવી, શેઠ ઓવી.

બેજુ—કોણ આવી, તારી શેઠાણી આવી કે?

બેહેરા—નોઇજી. એતો માણકલાલ મેતો આવી.

બેજુ—માણકલાલ મેહતો? મારા દોસ્ત જાલકાકાનો કારભારી? તે શું માગેછ?

બેહરામ—તુમોરી મળવા ઓવીછ.

બેજુ—મને મળવા? અત્યારે? આવી મોડી રાત્રે મને મળવા માગેછ? બોલાવ તેને.

બેહરા—(જતાં જતાં) શેઠ જાણે કે બોઈ આયો, પણ એતો મોટીડો આવી. (જાયછે.)

બેજુ—કાંઇ પણ અગતનુ કામ હશે. (માણકલાલ આવેછે.)

માણક—મુરબ્બી સાહેબ.

બેજુ—કેમ મેહતા? શું છે? અત્યારે કાંહથી આવ્યો?

માણક—સાહેબ, હું અતિ અગત્યની વાત લાવ્યોછું. ઘભરાશો ના. કાંઈ માઠા સમાચાર નથી. વધાઇની વાત છે. આપ સાંભલી આશ્ચર્ય પામશો.

બેજુ—શું છે? બોલ જલદી.

માણક—જાલભાઈ શેઠ આવ્યાછે.

બેજુ—કોણ? મારો જુનો દોસ્ત જાલભાઇ? મેહતા તે કાંઇ દારૂ બારૂ પીધોછ? કે ભાંગ પી આવ્યોછ? બીખીમાયને તાંહ લગનમાં ગયો તો તાંહથી તુને કોઈએ જબર બેહકાવી મોકલ્યોછ. ચીન કાંહાં? મુંબઇ કાહાં?

માણક—નારે સાહેબ. હું સત્ય કહુંછું. જાલભાઇ મુંબઈ આવ્યાછે. અબઘડી હું એમને ચીનની આગબોટ ઉપરથી ઉતારી લાવ્યોછું અને આપને વાદિત કરવાને તત્કાલ એઓએ પોતેજ મને અહીં મોકલ્યોછે.

બેજુ—અને તેવણને ઉતારીને કાંહાં રાખ્યાછ?

માણક—હાટલમાં સાહેબ.

બેજુ—કેમ વારૂં? મારૂં ઘેર નહી હતું કે? અને મારીથી છુપા કાં ઉતર્યા? મને તો ખબરજ નહી કે? એટલા છુપાછુપ આવવાનુ કારણ? ત્યારે શું તારા શેઠ ચીનથી કાંઇ નાસી આવ્યાછ? એવણે મને લખ્યુંતું ખરૂ છુપો આવવા, પણ તે તો ફકત પોતાના ભત્રીજાઓથીજ છુપા આવનાર હતા? મારાથી નહી.

માણક—એઓ તૃતવેલા સર્વથી છુપ્યા રેહવા માગેછે. માટેજ હાટલમાં છુપ્યા ઉતરયા છે અને આપ સહવારે એમને ઉતારેજ પધારશો તો મોટી મેહરબાની.

બેજુ—હું આવીશ. પણ એટલું બધું કરવાનુ કાંઈ કારણ?

માણક—કારણ એમના આ બે ભતીજા માત્ર છે. તેઓની છુપી તલાસથી જાતી પરિક્ષા કરવાને શેઠ આવ્યાછે. એમના ઉપર બિચારા દાદીની ક્ષણીક નકામી નનામી નિંદા લખાઈ ગઇછે.

બેજુ—તું એ બદમાસને બિચારો કેહછ ને એ લુછાની દયા ખાયછ મેહતા?

માણક—બેઅદબી માફ છે મુરબી સાહેબ. પણ હુ માનુંછું કે હજી પણ દાદી પોતાના બાપદાદાનો કુલદીપક થશે. હજી એ બચ્ચું છે.

બેજુ—બાપદાદાનો કુલદીપકતો નહી થશે પણ કુદીપાક કરશે. મેહતા, તું એ દુકતાને જુવાન બચ્ચું જાણેછ, તો એનો વડો ભાઈ બેહલી કીયો બુજર્ગ બુઠો બની ગાયોછ? તોપણ બેહલુભાઈનુ શાનપણ, તેનુ ડાપણ, તેની લાયકી, તેની નરમાસ, તેની નેકી અને તમામ નીતિ જો.

માણક—મુરબી સાહેબ હું ક્ષમા માગુંછું અને એટલુંજ ઇચ્છુંછું કે બેહલુભાઇ વિષે આપે બાંધેલાં મતમાં આપ ઠગાવો નહી.

બેજુ—માલમ પડશે. એ છોકરાઓનો બાલકાકો પોતેજ પરિક્ષા કરવા આવેલોછે એટલે માલમ પડશે. માણકલાલ તું જા. શેઠને સલામ કેહ અને કેહ કે હું સહવારે તેવણને મળવા પ્રાણોજ મગન થઈશ અને પોતાના દત્તક પુત્રોની પરિક્ષામાં પુરતી મદદ હું એવણને આપીશ.

માણક—હજી પણ હું માગી લેવુંછુ, સાહેબ, કે આપ એ શેઠને સ્વતંત્ર તલાશ કરવા દેશો અને દાદી વિષેનો આપનો બુરો અભીપ્રાય એમને કેહશો નહી તો સારૂં.

બેજુ—નહી જણાવીશ. બે ભાઈઓમાંથી કીયો બેહતર છે તે બાલકાકાને પોતાની મેલેજ જાણુવા દઈશ. હવે તું જા. સાહેબજી. (માણકલાલ

જવા કરેછે) પણ ઉભો રેહ માણકલાલ, હું આ ઘરડે ઘડપણ પરણ્યો તે તેં તારા શેઠને કહ્યુંછ કે?

માણક—હું ખામખા કેહવા નથી બેઠો, સાહેબ, પણ અમસથી અડછની વાત થઈ છે ખરી.

બેજુ—અરર! તારૂં ખસ્યર થાયરે મેહતા! એ વાત તેં શુ કામ કીધી હશે? મેં જાલથી એ વાત છુપાવી રાખી હતી. મેં ખામખા નહી લખીતી.

માણક—ક્ષમા કરો સાહેબ, પણ એ વાત છુપી રેહ એવી નથી. એતો છાપામાં આવી હતી. આપે નહી લખી હશે પણ બીજાઓ તરફથી ચીન લખાઈ ગઈ હતી. અને તેથી શેઠે એ વાત પોતેજ મને પુછી.

બેજુ—પણ વારૂં એ લગનનું પરિણામ પણ તેં પાડફરા કરી દીધું કે? પરણ્યા પછી મારા ઘેરમાં જે કંકારાનુ બી રોપાયુંછ તેબી કહ્યું કે?

માણક—તે બધું મારે બોલવાની શી જરૂર શેઠજી!

બેજુ—ત્યારે તો નાજ બોલતો, હું માગી લઊંછ માણકલાલ મેહતા. ઘડપણમાં મારા ઘેરમાં શો ગજબ ગુજરેછ તે હુંજ તારા શેઠને કોઈ હિકમતથી કહીશ.

માણક—કદી નહી કહું. સાહેબ મેહરબાન. (જાયછે.)

બેજુ—અરરર! નઓદ! મારા જુના "જોલી" જાલે જો જાણ્યું તો જાણવું કે નઓદ! એ દોસ્ત ઘડપણમાં પરણવાનુ ધિક્કારેછ. નિદાઓરોની નિદા ખમાશે, પણ આ મિત્રની મશ્કરીઓ અને મેહણા અને ટોણા ટપલા નહી ખમાશે. આ જરીના કજીયા કંકાસ હું જાલને કહીશજ નહી. પણ તે છુપા કેમ રેહશે? જ્યારે જાલ ઘેરમાં આવે ત્યારે હું જરીને કજીયો કરવા દઈશજ નહી. પણ તે બને એવું નથી. મારી જરીને હું ઘણીબી ચાહુંછ, અને તેથી અમે બેજણ આડી નહી પડીયે એમ ઘણીબી આશા રાખુંછ, પણ કોઈ દાહડે અમે બે જણ એક ઘડી શાંત બેઠાં નથી. શું કરીશું? કુજેતી અધુરી હશે તે પુરી થશે. મારે મનથી તો ઘરડા વરે જુવાન વહુને પરણવી એ પાપ છે અને તેની શિક્ષાની પીડા એ પાપને પગે વલગેલીજ છે. (ઘડિયાલમાં બે વાગેછે) ઓહો! બે વાગ્યા! હવે જોઈયે કાંઈ ઊંઘ આવે તો.

(બેજુબાવા અંદરના ઓરડામાં જવા કરેછે એટલામાં સાંમેથી જરબાઈ આવેછે. બેહુ એકેકને આડી પડેછે.)

જર—ઓવાય કેમ થયું બેજનજી? જરા જોઈનેણી નહી ચલાતું કે! જાણી જોઈને મને અઠડાછ? મારી સાથ રૂસાયલાછો તેનો એમ મારી ઉપર ખાર કાહડોછ?

બેજુ—ગળેપડ, હે ગળેપડુ! તેં મારી સાથ આવવાને ના પાડેલો, હું રખડતો, એકલો, અટુલો અહીં આવી, જેમ તેમ કપડાં ઉતારી, ઝુરતો, ઝુંપતો, ઊંઘરેટો, પડતો, ખડતો ઊંઘાવા જતોતો, તેટલાંમાં તું કેથી પાછલે બારણેથી આવીને આગલે બારણે મને અઠડી પડેછ, અને તોપણ મનેજ સતાવેછ? તું હમણાંજ આવી કે?

જર—(પોતાનું ઘડિયાલ કાહડીને) કેટલા વાગ્યા? બસ બે? હજી તો સકારું છે. મરેરે ભીખીમાય! પાછલી રાતના લગનમાં લોકો ચ્યાર વાગતાં સુધી મોજ કરેછ, ને અમુને બે વાગતાંમાંજ ખદેરી કાહાડયાં?

બેજુ—અરરરર! એ શું ભૂલ કીધી! પાછાં જાવો, બાઈ, પાછાં જાવો! એટલી મોજ અધુરી ના રાખો! ગુલાંનેણી હમણાંજ લાવ્યાં કે? સુગરાના! પોતાની સાથ બિચારાં બચ્ચાંને પણ બિગાડેછ!

જર—એ દુકતી તો ઊંચકાઈ ઉકુણાઈ જાયછ. એનો કંટાલો વળી જુદો. "કાકી ચાલોની, ઘેર ચાલોની." એને દુખે દુખે હું જાંહ જાવુંછ તાંહથી મને જલદી નાસી આવવું પડેછ. એજ પ્રમાણે પરમ દાહડે નાટકમાંથી શાંડ એક વાગતામાં ઘેર આવવા માગ્યું. મારા આવ્યા પછી તો ફુટકલ્યાનો ફારસ થયો, તે જોયા વગર મને આવવું પડયું.

બેજુ—ધિક્કાર છે એવી મોજ મજાહને! રાતના બબે ને ત્રણ ત્રણ વાગતા ઘેર નાટકો ચાલે? શરમ છે એવા નાટકોને! અને શરમ છે તે જોવા જનારા રખડતા રઝલતાઓને!

જર—એતો એમ કરીને તમે મને ગાલ દીધી. હું રખડતી રઝળતી કે?

બેજુ—અલબત! અલબત! જો હું કહુંછ જરી કે હું તારો જુલમ નથી ખમવાનો.

જર—અને હું પણ કહુંછ કે હુંબી તમારો જુલમ નથી ખમવાની.

બેજુ—તારે જોઈયે તો ખમ ને જોઈયેતો ના ખમ. ગળેપડુ!

જર—પણ હું મારી મરજી પ્રમાણે ચાલવાની ને ફર ચાલવાની. હું તમારી ગોલામડી નથી પણ તમારી બૈરી છું. અને ગામડેની ઉછરેલી છું તોપણ શેહરની બૈરીઓના સરખી સતા ધરાવુંછ.

બેજુ—સત્તા? હેં સત્તા? ત્યારે વરની સત્તાતો કાંઈજ નહી હોય કે!

જર—વરની સત્તા? તે શું? વરનો પ્યાર હોય, વરના પૈસા હોય, વરના ઘેરબાર ને ગાડી ઘોડા હોય, પણ વરની સત્તા શાની હોય? સત્તા ચલવવાના હતા તો મને પરણ્યા શા વાસતે? મારા ઉપર સત્તા જોઈતી હતી તો મને વેચતી લેવી હતી યા મને કરી લેવી હતી. તમે તેટલા ઘરડાતો છો.

બેજુ—ખરેખર! ખરેખર! ઘેઢો છું, ગધોજ છું. મેં ઘડપણમાં અકલ ગુમાવી. પણ જો સાંભલ જરી, તારા કજીયા કંકારાથી તું મને દુખી કરશે પણ તારા ખરચાલાપણાથી તું મને ખુવાર કરી શકશે નહી.

જર—એટલે? વળી એ શું? હું ખાવું ખરચું નહી? બીજીઓ કરતાં હું વધારે ખરચતી નથી.

બેજુ—આ તારી કસબી સારીનોજ દાખલો લે. એ સારી નવી કે જુની?

જર—નવી. આજેજ પેહલવેહલી પેહરી.

બેજુ—તું બીજાં બૈરાંની વાત કરેછ, તેઓ કસબી સારી એમ રાખેછ કે? વરનીની વખતે પેહરી પછી ખાધા અગાઉ બદલી નાખેછ અને સાદી સારી પેહરેછ. તુંતો પાછલી રાતના ઘેર આવી તોપણ કસબી સારી કાહાડતી નથી. આજે નવી પેહરી ને એકજ દાહડામાં જુની કરી નાખી. હવે ફરીથી લગનમાં જવાનું હોય કેની ત્યારે ફરીથી નવી સારી બનાવજે.

જર—મારી પાસે કસબી સારીની કબાટ ભરેલી છે. પેલી વાહલાં મુઈ નાજાંમાય નસકોરાંનીપબે કરજ કરીને તો હું નવાં કપડાં નથી પેહરતી? કોઈ ગરીબરાં સાંજે પેહરીને રાતે બદલી નાખતાં હશે, તેથી હુંબી તેમ કરૂં કે? કસબી સારીઓ પેહરવા બનાવીછ, ઢાંકી ઢુંકીને ઊંચી કરવા બનાવી નથી.

બેજુ—બસ, બસ, બાઈ સાહેબ, બકબકારો બસ કરો. આગલી ગામડાંની જીંદગી યાદ કરો. પૈસાદાર જનમીને એવી ફીશ્યારી કરેકેની તો તેમબી કહીયે. ધીગમની સારી ને ખંજરીની કાંચરી યાદ છે કે? અને તેબી લગન વેહામાં. ઘેરમાં તો કાછરી વાલીને જુપડાંની જમીન છાને કરીને લીપવી પડતીતી તે યાદ છેકે? અને બાહાર જાવો ત્યારે પગમાં બેઢા પંગના જોડા પેહરતાંતાં તે યાદ છે કે? અને લગન વેહામાં એક ગામથી બીજે ગામ જવું હોય ત્યારે ધમરાચેથી બાલીમોરે ગાડાંમા બેશીને દદર દદર કરતાં જતાં ને દદર દદર કરતાં આવતાં તે યાદ છે કે!

જર—હા, હા, બધું યાદ છે! તેથી શું બાદશાએ આપું તોબી ખાવું ખરચ્યું નહી? આહા! બારે માસ લગન વેહા થાય ને બારે માસ કસબી કપડાંજ પેહરવાના મળેતો કેવું સારૂં!

બેજુ—એમજતો. હવે તમોને ઘેર આવવા બબે ઘોડાની ફેટન જોઈયે, હવે તમોને રાતના બાર બાર વાગતા વેર બાહાર ફરવું જોઈયે, હવે તમોને રાત દીસ ફરંગી દરજી ઘેરમાં જાથુક બેસાડવો જોઈયે, હવે તમોને પટાપટી અને બુટ્ટાબુટ્ટીના પોલકા ને પેટીકોટ જોઈયે, હવે તમોને અણીદાર એડીના બૂટ જોઈયે અને રેસમી મોજાં જોઈયે——

જર—પણ હુંતો સુધરેલી થઈ, ત્યારે બધું કરવું જોઈયે.

બેજુ—છટ! આવા ફુમટાં બુટ્ટાની ફીશ્યારીઓર ફાશીનોમાં કાંઈ સુધારો નથી. સુધારાવાલા પોતે કાંઈ એટલા સુધારા ઉપર બેઠા નથી. સુધારાવાલા બૂટ મોજાં પેહરતા હશે, તેથી જેટલાં બૈરાં બૂટ મોજાં પેહરે તે સુધારાવાલાં કેહવાય નહી. સુધરેલાં લોકોના જેટલી કેળવણી લેવો, તેઓના જેટલી સારી ચાલ ચલાવો અને પછી સુધરેલાંમાં ખપો. આ ફીશ્યારીઓર ફાશીનો સુધારાની નથી, એતો પૈસાની, ઉડાઉપણાની, દિવાળ્યાપણાની છે.

જર—આતો ભારાણની ભટાઈ ચાલીછ. પણ તમારૂ ભારાણ નહી જોઈતું. ભારાણ કરવાં હોયતો રાહનુમાયમાં જાવો. પણ દારૂની જુમમાં ખાઈ પી આવીને રાતના બે વાગતે પોતાની બૈરી આગળ ભારાણ શાના કરોછ?

બેજુ—ખરેખર. ઘરડા વરની જુવાન બૈરીવિષે ભારાણો કરાવવા સરખોજ જમાનો આવ્યોછ. પણ મારા જેવા જીવતા દાખલાજ બસ છે. જો જરી, તારે વાસ્તે લોકો શું શું બોલેછ તે તું જાણેછ?

જર—મુવાં નિંદાખોર લોકતો ઘણુંબી જોડી કાહડેછ તે તમે માનશો કે?

બેજુ—નહી, તારી સાથ આ લુછા દાદીનુ નામ જોડનારાં કોણ-કોણ છે તેઓને હું ઓલખુંછ અને આજવેરતો હું એ વાત નથી માનતો.

જર—વારૂં પછી?

બેજુ—પણ એ તારી નિંદા કરનારા તારાજ દોસ્તો છે. તું પોતેજ તેઓના નિંદાખાનામાં ભાગીદાર છે. જો જરી તું એ લોકોની સંગતથી ખતા ખાશે. તું એ ચંડાલ ચોકડીમાં ફરવું છોડીદે.

જર—પછીની વાત પછી થઈ રેહશે, પણ કાલનું કેમ? કાલે વીકટોરયા ગારડનમાં બેંડ છે, તાંહ આપણે સાથે જવાની કબુલાત આપેલી છે. આપણે જઈશું તો મજાની મજાહ પડશે અને વળી આપણને કેવું સારૂં લાગશે! બસ, બેજનજી, હવે બસ! મારૂં બોલવું માફ કરો. હું મરી જાવું તમારી પરથી. જોવા કાલે જઈશું?

બેજુ—મારી પોતાની આબરૂ સંભાલવા હું તાંહ આવીશ. પણ મારો આ બોલ યાદ રાખ, જરી, ને આ નિદાખાનામાં તું ના સામેલ થા.

જર—પણ આપણી સાથે બેહલુભાઈ પણ આવનાર છે અને એ ડાહ્યો માણસ સાથે હોય તો બસ કેની? એની ઉપર તો તમોને વિશ્વાસ છે?

બેજુ—હા. બસ, બસ, બસ. જાંહ મારો શ્યાનો બેહલુભાઈ તાંહ કાંઈ બુરૂં થાયજ નહી. પણ જરી, ગુલાંની વાત કેમ? એ કાંઈ ઠેકાણે આવેછ કે?

જર—મુદલ નહી. એ દુકતીતો કેહ કેજે હું દાદીને અદરાઈ ચુકીછ વાસતે પરણું તો દાદીને પરણુ નહીતો કે પરણુંજ નહી.

બેજુ—ઠીક છે. બીજા હાથ ઉપર એ દાદીને કદી મળવાની નથી. મે મજબુત હુકમ કીધોછ કે એ દુકતી જો દાદી સાથ જરાબી સંદેશો ચલાવશે તો હું એને ઘેરમાંથી કાહડી મેળીશ.

જર—દાદીનેજ પરણવા સારૂં તે બોહસ કરતી નથી. તે કબુલ કરેછ કે દાદી નઠારો નિવડયો તેથી તેના સાથ પરણાય એમ નથી. પણ તે કેહછ કે એતો કેહતીના એવાં નસીબ, વાસતે હવે તો કુમારીજ રેહવાની. (જાયછે.)

બેજુ—કેવી મજેની! મારી બૈરી કેવી મજેની છે! જ્યારે કજીયો નથી કરતી ત્યારે મારો જીવ કાહડી આપું એટલી મીઠી લાગેછ. પણ વળી જ્યારે કજીયો કરેછ ત્યારેબી એ મધુરી પોતાની ખુબસુરતીમાં કેવી ખીલછ! જેમ ગુસાથી નેણ ફેરવેછ તેમ એનો ચેહરો રોબ મારેછ, અને જો કે એ પ્યારતો મારા ઉપર કરતીજ નથી તોપણ એ ગુસો કરેછ તે પણ એટલો પ્યારો લાગેછ કે જાણે બે ઘડી બેસીને જોયાજ કરીયે. (જાયછે.)

## પ્રવેશ ૩ જો.

### એક હાટલમાં ઓરડો.

જાલકાકા અને માણકલાલ.

જાલ—હા હા હા હા. ત્યારે મારા બુજર્ગ દોસ્ત બેજુખાવા પરણ્યા હેં! હા હા હા હા. ઘરડે ઘડપણ એને એ શું સુઝ્યું?

માણુક—પણ સાહેબ, આપ એમના પરણવા વિષે એમને પજવશો નહી હો. એ વિષે બેજુબાવાને બહુ લાગેછે, તો જો કે એમને પરણવાને હજીતો ૭ માસ થયાછે.

જાલ—ચાલ જા. ત્યારે બૈયાને બંમેગતી આવી ને છૈયાંને છંછેરતી આવી તે ૭ મહિનામાંજ કે? પણ માણકલાલ, શું બેજુશેઠ મારા દાદીને એટલો બધો હદ બાહાર હાથથી ગયલો સમજેછ કે તેના બિગડવાથી તેની આરાજ છોડી બેઠાછ!

માણુક—હાજી. પણ મારૂ આધીન મત આપ પુછો છો તો કહુંછું કે બિચારો દાદી જેટલો બદમાસ નથી તેટલો બજાપાના બલતરાની બદગોઈઓર જીભોએ તેને બિગડેલો બતાવ્યો છે. અરે! અરે! તમારા પારસી લોકોની, સાહેબ, શું અવદશા બેઠી છે કે એક બીજાની બદગોઈ કરવાની બદી તેઓમાં એટલી બેહદી ગઈ છે? નિંદા સિવાએ પારસીઓ પાસે જાણેકે બીજું કાંઈ કામજ નથી!

જાલ—હું જાણુંછ, માણકલાલ, કે અમારા લોકોમાં બેરોજગારી વધી જવાથી કેટલાક બેઠાબેકાર પણ બેદરકાર ભાયડાઓ બાયલા બની ગયાછ અને પરવારતાં બાયડાંઓની સાથે મળીને પરનિંદામાં પોતાનો વખત ગુજારતાં તેઓ નિર્દોષોની લાજ લુટેછ અને આબરૂના ખુન કરેછ. પણ તું ખાતરી રાખ મેહતા કે મારા દાદીને નિંદાએ જેમ દેખાડયો હશે, તેટલોજ હું તેને જોઈશ નહી, પણ મારી પોતાની આંખોએ હું તેને જેવો જોઈશ તેવો જાણીશ. અગરજો દાદીએ કોઈ પણ નીચ ઈયા બુરી ચાલથી કાંઈ ખરાબી કીધી નહી હશે તો એના મોજ શોખને હું માફ કરીશ. પણ ઓ! પેલો મારો માનવંત મિત્ર આવેછ. અરરર! બિચારાના ચેહરામાં કેટલો બધો ફેરફાર! કોઈ દૂરથી જોઈનેજ કહી શકે કે એ પરણેલો છે.

(બેજુબાવા આવેછે.)

બેજુ—(ભેટીને) "ઓપો"! મારા જુના, જોલી જાલ! મુબારક તમોને મુંબઈની આ મુલાકાત! કેમ છો? ચમનમાં? આનંદ? (ભેટેછે.)

જાલ—ખૂબ, ખૂબ ખુશાલીમાં છું, અને તમોને ખુશીમાં જોઈ હું વધારે ખુશાલ છું. (ભેટેછે.)

બેજુ—કેટલી બા મુદત મુલાકાત ! આપણ પંદર વરશે મળ્યા હોં ! પણ તમે તો, દોસ્ત જાલ, જેવાને તેવાજ? ચીનનું પાણી અછું સદયું હોં.

જાલ—તમારામાં હું ઘણો ફેરફાર જોવુંછ, બુજોર્ગ બેજનજી.

બેજુ—આ લાંબા અંતરમાં કાંઈ કાંઈ વીત્યું વાહલા જાલભાઈ.

જાલ—વિટંબણાતો મારા ઉપરબી વીત્યાંછ ભાઈ. પણ હું જોવુંછ કે તમેતો પ્યારના વિટંબણામાં વિટલાયાછ ! હા હા હા હા તમે તો પરણીને પાહાવરડા બન્યા, હે? હા હા હા હા. વારૂં ચાલો, જે થયું તે નેકજ થયું. ખોદા તમોને ખુશાલ રાખે અને તમારૂ જોડું કાયમ રેહ.

બેજુ—"ઠેંક યુ"! મારા જાલ "ઠેંક યુ"! હું એકલો હતો તે ઘણે વરશે પરણીને બેવડાયો તો ખરો. સંસાર સુખના ખરૂ ઘડપણ પણ મને સ્વાદ લેવા ભાવી આવ્યા. પણ એ વિષે આપણે પછી વાત કરીશું.

જાલ—હા હા. જુના દોસ્તોએ મળતાં વારજ આગલી પાછલી વાત તાજી કરવી નહી જોઇયે. પણ વારૂ ત્યારે ભાઈ બેજુ, મારા બે ભતીજાઓમાંના એકે તો આપણું નામ ડુબાડયું કે હેં?

બેજુ—અફસોસ જાલકાકા! હું શું કહું? તમારો દાદી હાથથી ગયોછ. પણ તેની બેછજતી ને બદનામીનો બદલો તેનો બેહલુભાઈ વાલી આપશે. તેનો એક દુશમન નથી. આખું ગામ તેના વખાણ ગાયછ.

જાલ—ત્યારે તો મને બેહલુપરબી વેહમ આવેછ. આખું ગામ વખાણ કરે એ કાંઈ વખાણની વાત નથી. ગામમાં સારા લોકો હોયછ અને નઠારાબી હોયછ અને અગરજો ભલા, બુરા, બધાજ બેહલુનું સારૂં બોલે તો જાણવું કે એ જેટલો નેકોની નેકી ઉપર નમેોછ તેટલોજ બદોની બદી ઉપર પણ વાંકો વલ્યોછ.

બેજુ—એ તમે શું બકોછ? બેહલીનુ બુરૂ બોલનાર કોઈ નથી એ શું તેનો વાંક થયો કે?

જાલ—હા, એક લેખે વાંકજ. બુરૂં બોલનારા દુશમનોની વચે વસવું એ હિમતનુ કામ છે અને જે પોતાના દુશમન કરવાને ડરે તે હીચકારો છે. સારા માણસની સારા માણસો વખાણ કરેછ, પણ નઠારા માણસો સારા માણસને પસંદ કરતા નથી, તે છતાં નઠારાઓ જેને પસંદ કરે તે થોડા ઘણેબી નઠારાઓનો દોસ્ત હોવો જોઇયે.

બેજુ—ફિકર નહી, ફિકર નહી. તમે તેને જોશો ત્યારે જાણશો. એકજ વખત વાત કરશો એટલે એની પાકી પરહેજગારી વિષે તમારી ખાતરી થશે.

જાલ—અરે બલી ગઈ એવી બોલતી, બડાઈખોરી પાકી પરહેજગારી. ખરૂં ડાપણ કાંઈ ડોલ ઘાલતું નથી. પાકી પરહેજગારી કામ કીધામાં હોયછ, વાત કીધામાં હોતી નથી.

બેજુ—જેની સાથ વાત કરતાંજ આપણું હૈયું હરખાયછ અને જેના બોલે બોલ નેકીની સુગંધ પસરેછ. જે પોતાની જીભ ઉપર દમેદમ દાદારનુ નામ લેયછ અને પગલે પગલે પરવરદેગારને યાદ કરેછ.

જાલ—અલબતાં. એવા કેટલાક સારા માણસો હોયછ. પણ ઘણા ઠગારાઓખી એવું ડોલ ઘાલેછ. જ્યારે એક જણ મોહડેથી ઘણી બડાઈ મારે તે બાતેનમાં બદીથી ભરેલો બુરો હોવાનો મજબૂત શક ઉભો થાયછ. તોપણ હું એ બે ભાઈઓમાંના એકનેબી માત્ર અટકલે ગેરઈનસાફ કરનાર નથી. હું તેઓની છુપી પરિક્ષા લેવા ધારૂંછ. મેં માણકલાલ સાથ એક ગોઠવણ કરી રાખીછ. કેહ, મેહતા, તું શો ઉપાય બતાવેછ?

માણક—આપે તો, મુરબી સાહેબ, બેહુ ભાઈઓનાં હીર જોવાં છેની? દીલની પરિક્ષા કરવી છે?

જાલ—હા. પેહલાં એજ.

માણક—ત્યારે મનચેરશાહ નામનો મારો એક બચરવાલ મિત્ર બિચારો લાંબી મુદતનો બેઠાબેકાર થવાથી પૈસાની તંગીથી પોતાનાં બચ્ચાંના ભુખમરામાં મારી મારફતે એ બને ભાઈઓની મદદ માગી ચુકયો છે. અત્યારવેર તેણે માત્ર લખેલી અરજી આપીછે, પણ હવે હું બેહલુભાઈ અને દાદીભાઈ બેહુને સમજાવીશ કે મારો મિત્ર મનચેરશાહ સહાયતા માગવા મોહડે મોહડું એમને મળવા આવશે.

જાલ—સમજ્યો, સમજ્યો. તું એમ કરીને મને પોતાને મનચેરશાહ બનાવી એ ભાઈઓ સાથ મેળવવા માગેછે.

માણક—હા જી. જો આપને અડચણ ન હોયતો. બેહુ ભાઈઓએ મારા મિત્રને આજવેર જોયો નથી. અને આપને પણ એઓ ઓળખતા નથી. એટલે આપ મનચેરશાહ દાખલ એમને મળશો તો વધારે છુપી પરિક્ષા કરી શકશો. આપ જોશો કે ઉડાઉપણાની આડાઈઓ વચે પણ દાદીનું દીલ દુખીયાંની દાદ દેનારી દયા ઉપર કેટલું દોડછે.

બેજી—"હંબગ"! "આજ હંબગ"! સુખલા નાદેઉઓને સખાવતની વાતો કરતાં ઘણી આવડેછ.

માણુક—તેમ નથી મુરબી સાહેબ. મારા મિત્ર મનચેરશાહની અરજ બેહલુભાઇએતો ઉપર ઉપરથીજ ઉડાવી દીધીછે, પણ દાદીનુ દયાલુ દીલ ફકત અરજીથી એટલું પીગલી ગયું કે આંખોમાં આંસુ લાવીને અરજી વાંચી અને પોતાની પાસે પૈસા નથી તોપણ આ બચરવાલ બાપને માટે બાહારથી પૈસા કહડાવવાને ખુશી બતાવી.

બેજી—પણ એ દિવાલીયા દાદીને ધીરેછ કોણ?

માણુક—આ સમયે એ શુભ કામને માટે દાદીને પૈસા ધીરવા સારૂ એક મારવાડી મેં શોધી કાહાડયોછે. ખરૂ છે કે હવે દાદીભાઇને ધીરનારાઓમાં ધીર રહી નથી. તેઓ અધીરા બની ધીરધાર ના પાડેછે. તોપણ આ તદન નવો એક મારવાડી જે મેં ઉભો કીધેછે તે મારી ભલામણથી ધીરવાને તૈયાર થયોછે.

બેજી—ઠીક ઠીક, મેહતા! મને નહી ખબર કે તું પોતે દાદીને આમ દિવાલ્યાપણા ઉપર દોરવેછ.

માણુક—મુરબી સાહેબ, મારો વાંક હોયતો માફ કરશો, પણ દાદીને બીજાઓ બિગાડે તેના કરતાં હું તેનું અને મારા ગરિબ બિચારા મિત્ર મનચેરશાહ બેહુનું ભલું કરવાને વચે પડયોછું.

જાલ—મેહતા, તારો વાંક નથી. તું કેહછ તેવું જો દાદીનું દયાલુ દીલ હોયતો હજી તેને ઉગરવાની આશા રેહછ.

બેજી—ત્યારે હજી એક મારવાડી બાકી છે? તેનુ નામ શું?

માણુક—ઉમા હુકા.

બેજી—તું કેહછ કે દાદીએ એ મારવાડીનેબી દીઠોજ નથી?

માણુક—નહી સાહેબ.

બેજી—ત્યારે તો જાલકાકા, તમે મનચેરશાહને વેશે એક મુફલેસ પારસી દાખલ દાદી પાસ જાવો તેના કરતાં આ મારવાડી ઉમા હુકા બની દાદીને મળો તો કેમ?

જાલ—શું હું મારવાડી થાવું? વારૂ તેમ તો તેમ. હું તૈયાર છું.

માણુક—ત્યારે તો વધારે સારૂં. મારવાડી વેશે તો દાદી આપને કદીબી પિછાણી શકે નહી. પણ મારવાડીની ઢબછબ અને બારા આપનામાં કેમ આવશે?

જાલ—અરે તું બીહ ના, મેહતા. મારી જુવાનીમાં મેં ઘણા સોઆંગ લાયેલાછે. હું ઘણો ફરેલો છું. હું ચીનાઈ વેપારીજ કેની? તે અફીણના સટા પટામાં મારવાડીઓ સાથ મેં ઘણું કામ પાડેલું છે. મને મારવાડી દાખલ દાદી આગલ જતાં સેજ શિખવું પડશે. બસ.

માણક—ઉમા હુકા મારવાડીને દાદીએ આજ રાતેજ બોલાવ્યોછે.

જાલ—આજને આજ? કાંહાં?

માણક—દાડમબાગમાં.

જાલ—એ શું વળી?

બેજુ—એતો એનુ પ્રખ્યાત કલબ છે. જુગાર, છંદબાજી અને ધપાબાજીનુ તે ધામ છે. ત્યાં પણ મારવાડીઓને તેડછ.

માણક—હાજી. મારા મિત્ર મનચેરશાહના ખરચાંનાં ભુખમરાની કાહણીથી દાદી શેઠ એટલા દાઝેછે કે તેને તતકાલ મદદ આપવા સારૂં રાતો રાત કલબમાં ને કલબમાંજ ઉમા હુકાને મળવા ચાહ્યુ છે. આજે કલબમાં દાદીભાઇએજ દોસ્તોને નાચ આપ્યોછે.

જાલ—કારણ વારૂ?

માણક—દાદીના એક દોસ્ત દોલી દીલદારની વર્ષગાંઠની ખુશાલીમાં દાદીભાઈએ પોતે જીયાફત અને નાચ આપ્યાછે.

જાલ—ત્યારે તો મેહતા, આપણ દાદીને પેહલાં મળીશું. એ દાદીના દોસ્તો લુચ્ચા, લફંગા જે હશે તે સર્વને જોવાનુ બની આવશે. આજ રાતે તું બેજુબાવાને ઘેર એક મારવાડીની પાઘડી ધોતીઉં વગેરે લઈ આવજે અને તહાંથીજ હું એ શોભિતા સોઆંગમાં કેવો લાગુંછ તે જોઈને પછી આપણે દાડમબાગમાં જઈશું. કેમ બેજુબાવા?

બેજુ—મેજારાક, ફતેહ કરો. દાદીને દીઠાથી ખુરાબખુરા થઈજશો!

---

અંક ૧ લો સમાપ્ત.

---

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

વીક્ટોરીયા ગારડનમાં વચલા ગોલાવાની બાજુએથી કાહાડેલો એક સેલથો. બાજટો, ફુલના કુંડાં, વગેરે. દુરથી લોકો ફરતાં દેખાયછે તથા એક બેંડ વાગતું સંભળાયછે. ભીખીમાય, પીલામાંય, નાજાંમાય, દીની, બેહલુભાઈ, ફરામરોજ, ચાનજી વગેરે બેઠેલાં તથા ફરતાં હરતાં વાતો કરેછે.

**ભીખી**—મરેરે! જોયાંકે જુની આંખે નવાં કોતક!

**ફરામ**—પણ તમોને બીજી ખબરકે ભીખીમાય?

**ભીખી**—શું? વળી શું 'તેરા કુત્તા, મેરી કોહાડી' લતાકે નિકલી પડ્યાછ ફરામરોજ?

**ફરામ**—નહી ખરી વાત છે. કેહ કેજે ભીખાજી ભાખરા છાપરાંપરથી જીખાઈ ગયા.

**ભીખી**—ઓવાય? બિચારાના ઘરડાં હાડ! ઘણું વાગ્યું હોશે! કેમ કરતાં પડયા?

**ચાનજી**—અગાસીની પારપર કેથા રાતે સુતેલા કેની? તે કાકા કોર વાલવા ગીયા તેવાજ પાસેના ઘેરની અગાસીપર આરીયાં થઈ ગીયા.

**ફરામ**—છાંટો પાણી ભારો ભાર હશે તે!

**નાજાં**—ઓટું! ઓટું! એતો પછવાડેથી જોડી કાહાડયું. વાતતો બીજી છે.

**પીલાં**—બરાબર. મેંબી તેમજ સાંભલ્યુંછ. એ ભાખરાની ભાખરી બડી પકી! તે રાંડના કારસતાન! તેણે વરને કજીયો કરતાં અગાશીપરથી નાખી દીધો, ને પછી ફજેતી ઢાંકવા પોતેજ જોડી કાહાડયું કે એતો અગાસીપરથી પડી ગીયા.

**નાજાં**—ખરી વાત. હું ચોકસ જાણુંછ.

**ચાનજી**—તમે જોવા ગીયાં હશે?

**નાજાં**—તેવણ પાસેની અગાસીપર પડયા તે મેં મારી બારીએથી જોયા.

**ભીખી**—ખરારજ તો, નાજાંમાય તમારે તો ઘેર સાંબેજ આવેલુંછે.

**ફ્રરામ**—તોજ, તોજ એ વાત ખરી હોવી જોઇયે. નાજાંમાયે તેને નજરે નજર પડતાં જોયા એટલે તેની બૈરીએજ નાખી દીધા એમ સાબેત થાયછ.

**નાજાં**—માટી બૈયરને ઘણા મહિના થયા સારૂં નથી.

**ચાનજી**—ત્યારે તો બરાબર.

**પીલાં**—એજ રાંડના કારસ્તાનરે! બીખાજી બાખરાની ભીખી બાખરી એવીજ છે.

**ભીખી**—પણ બિચ્યારા ઢીમચાં જેવા અગાસીના ધાભાંપર ધપ દઇને જીખાયા હોશે, તે કેવા ઢબરાયા હશે. મરેરે પીલાંમાય! જરા મને કહ્યુંબી નહી? જરા જોવા જતે!

**નાજાં**—જોવાની મજા તો ભીખાજી જીખાયા તે વખતે હતી.

**ફ્રરામ**—હા હા હા હા. કેવી મજાહ! (બધાં હસેછે.)

**ભીખી**—પણ રાઓરે! પેલું કોણ? બેહલુભાઇ, તમારો બાઇ દાદી કે? જોયું? મુવા લોકો જુઠું બોલેછ તેની હદ નથી. કેહ કેજે દાદી માગનારાઓથી નાહારતો ફરેછ. કાંહાં છે? અખઈ રહયો તો સાહેબ સોખ બાગમાં લટાર મારેછ!

**નાજાં**—પણ તે રાતેજ! ને તેબી કેવો સંતાતો બરાતો? આપણી ગમ આવવા હિમતબી કરેછ? દીસના એ બાહાર નિકલેની જોઉ?

**ચાનજી**—દીસના બાહાર નિકલે તો બેલીફ્ર સાથે જપાજપીજ તો.

(જરબાઈ અને ગુલાં આવેછે.)

**જરી**—જપા જપી! એ શું ગપ્પા ગપ્પી?

**ભીખી**—ઓ આવો! આવો જરબાઇ? માય એકલાંજ આવ્યાં કે કોઇની સાથે?

**જરી**—હુ મારા વર સાથ આવી? કાંએ? કોઈ મુવાંની ચોરીછે? પણ એ હમણા ગપ્પા ગપ્પી શું ચાલાતી?

**નાજાં**—અમે તમારા દાદીનીજ વાત કરતાંતાં.

**જરી**—મારો? મારો સાનો? એતો ગુલાંનો?

**ભીખી**—તારો દાદીતો ઘુવડ છે ગુલાં. કેહ કેજે દીસે ભરાઈ બેસેછ ને રાતે બાહાર નિકલેછ.

**ગુલાં**—જુઠી વાત છે.

**નાજાં**—શું? જુઠી વાત? મારવાડીઓ ગીદની કાંની તપી રહેલા તે ઘુવડ બાહાર શું નિકલે?

**ભીખી**—એ તો દાહડાની ચાલ રે માય દાહડાની ચાલ ! હોંજી-યાને કોઇ પુછે બેહલુભાઇ ? સએ ખાતાં ગોસાંઈ નડે ? ખાના, પીના, ઘેરબાર, વાડી ગાડી બધું મફ્ત ને તોબી પચાસ હજારનુ કારમબો કરજ કરી બેઠા ?

**બેહલુ**—અફ્સોસ ! પણ બધી ખરી વાત છે ભીખીમાય. પરવરદેગાર કરે તે ખરૂં.

**ભીખી**—મેં પકે પાસ્થી સાંભળ્યું રે માય ! પણ ગુલાં તું કાંઇ બીહતી નાહો દીકરી ! દાદી એકલોજ દિવાલીયો નથી. મોટા લોકના દીકરા એવાજ હોય. દાદીને કેહજે કે ડરે નહી. અરદેસર ઇદાંવાલાએ શું કીધું ? કાવસ કાંદાવાલાએ કેટલા કહડાવયા ? લવજી લબેશીએ લાખ લીધા ને લાખ આપ્યા કેની ? પાહાલણજી પખાલીએ પાંચ લાખ કહડાવ્યા તેને શું છે ? એ બધા દાખલા, દીકરી ગુલાં, તારા દાદીને દિલાસાના છે. કેમ બેહલુભાઇ ?

**બેહલુ**—બેશક, ભીખીમાય. દાદારની રેહમથી મારા દાદીને એ થોડો દિલાસો નથી.

**ગુલાં**—તમે બધાં તેની નિંદાજ કરવા મંડયાંછ ? તમો લોકોને નિંદા સિવાએ બીજી કાંઇ સારી વાતો સુજતીજ નથી ? એવી નીચ જગ્યામાં બેસવા કરતાં બાગમાં ફરવું ભલું છે ? મારી સાથે કોઇ આવો તો ઘણી મેહરબાની.

**નાજાં**—ચાલ દીકરીહું આવુંછ. બેહલુભાઇ તમે અમારીસાથ ફરશો?

**બેહલુ**—દાદાર સાહેદ છે હું કેવા હરખથી આવુંછ તે.

(બેહલુભાઇ અને નાજાંમાય ગુલાં સાથ ફરવા જાયછે.)

**જર**—(સ્વગત) હં ! હં ! બેહલુભાઇ તો બેહલી ગત લગાવતા દેખું. મારી સાથ ફરવાના હતા તેને બદલે નાજાંમાય સાથ ફરવા ચાલ્યા !

**ભીખી**—જા બા ફરામરોજ ફડાકા. હુંતો તમારી સાથ નથી બોલવાની. હવે તો તમે ઘણાજ ફડાકા મારોછ ?

**જર**—શું છે ભીખીમાય ભોલાં ? કાંઇ રીસાઇ જાવોછ ?

**ભીખી**—તો જોવાની જરબાઇ. હવે બધાં જણ બિચારી આપણી કુમલી કોપરબરાસપર ઉતર્યાં. તે ખુબસુરત છે તેની બધાં જણને અદેખાઇ લાગીછ. (નાજાંમાય પાછી આવેછે.)

**નાજાં**—કોપરબરાસની કુમલી ! વાહ ! નકરી પરી !

**ભીખી**—વાય તમે તો મશ્કરી કરોછ. પણ એના ચેહરાનો રંગ કેવો સુરખીદાર છે.

**જર**—હા. જ્યારે રંગ તાજો લગાડેલો હોય ત્યારે.

**ભીખી**—લગાડેલો! નહી રે વાય! એતો કુદરતી રંગ છે! જ્યારે ધણીની ધાકથી બીહેછ કેની ત્યારે એના ચેહરાનો રંગ મેં પોતે ઉડી જતાં ને પાછો આવતાં જોયોછ.

**જર**—જોયો હશે. તે રંગ રાતે જતો રેહછ અને સહવારે પાછો આવેછ.

**ફરામ**—એટલુંજ નહી પણ એના ચેહરાનો રંગતો ડાબલીમાં ભરી રાખેલો છે. તે જ્યારે જોઇએ ત્યારે આયા લાવીને લગાડેછ.

**નાજાં**—તમારે ગમે તે કહો. પણ પેલી હીરમેહતાની હીરાં રાંડ નિદારની કરચલી ઢાંકવા તેની વચમાં પાઉડર પુરેછ એટલીતો એ નફ્ટ નથી.

**જર**—પાઉડર પુરેછ? અરે ચાક! આંખું મોહડું જાણે ડાસલાંના ડાહડામાં ઘેરને ચુનો ઘોલાય તેમ લપેટી, ચેહરાપર પીછીને પીછી ફેરવીને મકાઇબાહુ જેવી ફરેછ. પણ બધી મેહનત ચેહરાપરજો! તે એ-ટલી કે જેમ "જુના જોડાપર નવી ચાંચ" હોય યીયા જુના પાયાપર નવું ઘેર હોય તેમ જુના ધડપર નવું ડાકું લઇ ફરેછ.

**ભીખી**—હા હા હા હા! મરેરે! હસ્યા વગરબી રેહવાતું નથી. પણ જા બા. તમે લોકો બિચારીની એમ ગીબત કરો તે મને નથી ગમતું. એમતો એની બેહન બચુંબાઇ કહાં ઓછી ખુબસુરત છે?

**નાજાં**—કોણ? બચું બોખી! રાંડના દાંતજ કાંહાંછે? તે ખુબસુરત! ધરેરે!

**ભીખી**—તેના ચેહરાનો ઘાટ જુવો.

**ફરામ**—હા ઘાટ! ધોબી ઘાટ બી હઠયો.

**જર**—પણ એ તો સાઠ વરસની ઘરડી ખખ છે!

**ભીખી**—સાઠ તો શું? પણ સતાવનેક વરસ હશે અને તોબી એનો ઘટમ હમણાં એવો છે તો જુવાનીમા કેવો હશે!

**નાજાં**—દાંતતો બોટા મુકાવેલાછે જો.

**ભીખી**—વાય વાય, નાજાંમાય, દાંત પડી ગયા હોય ને મુકાવે તેમાં શું થયું? ત્યારે બોખું બચક મોહડું લઇને ફરતી ફરે? એમ તો રાંડ મારી મોંજાઇની બાભી ભીખી, ભમતી ફરેછ જો! કેહ કેજે કેહતી રંડાઇ

એટલે નવા દાંત નહીં મુકાવાય. ને તેથી કરીને ગાલની અંદર એકેક ફુલીજ પેસી જાય તેવા ઊંડા કુવા જેવા ખાડા લઈને ફરતી ફરેછ.

**જર**—અરરર ! ભીખીમાય કોણની વાત કીધી? એ રડતી સુરતને હું તો જ્યારે જોવુંછ ત્યારે ઊંઘમાં બીહી ઉઠુંછ.

**ભીખી**—એની બેહન મેહરી માજરીના દાંત, મરે, ઘણા મજેના છે જો. નકરી દાડમની કલી !

**નાજાં**—કલી તો કેવી? કોહેલાં દાડમની !

**પીલાં**—મરેરે નાજામાય ! તુનેતો બધુંજ ખરાબ પડવું?

**નાજાં**—પુછો જરબાઈને.

**જરી**—વળી ભુસાવાતી દાંતની અફીકનાં પડયા કેની ? તે બોદા-એજીએ એનુ દાચું ડુકરના જેવું વકાશેલું ને વકાશેલુંજ રાખ્યુંછ. એમજ જો. (કરી બતાવેછે.)

**ભીખી**—મરેરે ! જરી ! જરી ! પારકાંની બદગોઈમાં તું તો ઘણીજ બટકબોલી થઈછ જો.

**જરી**—હું બદગોઈ નથી કરતી. હું કબુલ કરુંછ કે માજરાની મેહરીનો ચેહરો ચાંચરાની ચાંદન કરતાં જરાબી શોભેછ.

**ભીખી**—કાંય? વાય કાંય? ચાંદનતો હમેસના હસતાં મોહડાંની છે. જોતી નથી એનું મોહડું ફાટેલું ને ફાટેલુંજ છે ?

**જરી**—ફાટેલું તે કેવું? પોતાના દાંત ઢાંકવા પોતાના હોઠ પીસીને મોહડાંની ડાબલીમાં કાપ પાડી રાખેછ. ને જેમ ધરમખાતાંની પેટીમાં કાપને રસતે એકેક પૈસો આડો ઉતારવો પડેછ તેમ બિચારી બોબી ચાંદનના ફાટેલાં મોહમાંથી એકેક બોલ આડો પડીને હવાની સાથે સરી પડેછ. તે કેમ ? એમ. (નકલ કરેછે) પણ અરે આ કોણ? (બેજુબાવા આવેછે.)

**ભીખી**—આવો શેઠ ! આવો મોટા લોક !

**બેજુ**—ગરીબની મશ્કરી કરોછ ભીખીમાય ? (સ્વગત) બાપરે! અહીંતો આખો સટનો સટ એકઠો મળ્યોછ ! એકેક બોલે એકેક આબરૂનું સત્યાનાશ વાલતાં હશે.

**ભીખી**—સારૂં થયું તમે આવ્યા તો બેજુશેઠ. હવે આ લોકો દપટ પડશે. કોઈમાંબી સારા ગુણ એ લોકો કબુલ કરતાંજ નથી.

**બેજુ**—તમોને તો એ ચીજ પસંદ નહી હશે, ભીખીમાય.

**ભીખી**—મારી બલાનેબી નહી ગમે. હું તો સહુનું સારૂંજ બોલુંછ. કોઈની એવી નિંદા મને જરા ગમતી નથી. હું આ લોકોને વારતી વારતી

ताज वलुंछ. बिचारी आपणी खजुरीयानी खटली केवी खूबसुरत? पण तेणी ए लोको मानतां नथी.

**जर**—कोण? खटली? पेली जाडी भेंस, काले तमारे ताहां लगनमां आवी हती ते? ओ बापरे! बापरे! खाधा अगाउ तो बार बतासा नाखीने मोटो कांसीयो भरीने चा पी गई, एक नानी लंगरी भरीने कसटर चांपी गई, पांच पोपटजी आखा ने आखा गलांनी अंदर गेब करी गई अने पछी ज्यारे जमवा बेठां त्यारे बधां वाणा पांच पांच वखत पीरसाच्यां, तोपण पातरूं एवुं तो साफ करी नाख्युं के बिचारां कुतरांबी भुखे मुवां हशे. रांड खाधरी!

**नाजां**—जरबाई. तमारो तो जुलमज तो! खोदाए भूख आपी होय तो खाईये नही? कोइनी भूख एक चलीयां के चीकीन जेटली होय ते तेटलुंज खाय ने कोईनी भूख भेंस जेवी होय ते तेम खाय. खजुरीयानी खटलीने तो में धान खातां दीठीछ! एकेकी चमचनो एक बूक ने एक गले नही तेटलां बीजे बाचको तैयार. एतो जेवी जेनी भुख. तमे कां तेनी अदेखाई करोछ?

**भीखी**—सारूं थयुं नाजां के तमे बिचारी मारी खटलीनो बचाव कीधो.

**बेजु**—केवो फरमासु बचाव!

**भीखी**—ए लोको पारकांनु बोलतां बोलतां हवे अमसां पोतीकांनुं बोलेछ, ते मने तो नही गमे बेजुबावा. हमणा तमे आव्या अगाउ बीजुं कोई नही मल्युं तो मारी मीठी मामीपर उखडयां हतां.

**फराम**—अरे! मीठी मामीने वळी शुं सेको ताणोछ भीखीमाय! एवी मीठीमामीनेतो मोटामामांज वेरे हो!

**भीखी**—जा बा फरामरोज? मीठी मामी मारी बे तरफनी सगी थाय. तेनी तमो लोकने गीनीस करवा नही देउ. मारी मीठीमामीने शुं छे? चालीस वरसनी उमरे एक चोटीया जेवी देखायछ ने चउद वरसनी छेडी जेटली जुवान बनेछ.

**नाजां**—खामी एटलीज के बिचारां मीठीमामीनी आंखे चसमो छे. पण तेमां एवणनो शो वांक? शिखेलांबी तेवांज केनी ते घणुं वांचतां वाचतां चालीस वरसना ए चोटीयाने चसमानी जरूर पडी हशे.

**भीखी**—तमारी आंखे उजरडां रे मारां पेट ताहडां! तमे मारां मीठीमामीनो बराबर बचाव कीधो मरूं! तमेज विचारो माय के एवण

શિએ તે શું ? ને કેળવાય તે શું? બાપ બિચારા જોઇયે તો આતરા બેહરા- મમાં દોહડ્યું દોહડ્યું લઇને લોકોના જોડા તપાસતા અને માય જોઇયે તો બિચારી દલી છરી બલી જલીને મારગ લાગી. એવાં મારાં મામીના મા બાપ તે બિચારાંને ભણાવે ગણાવે શું? ને તોપણ મારાં મામી પડપડ લખી વાંચી જાણેછ. ઘોભીનો વાગો ને કલૈગરના વાસણ બારણાની ઉપર આએ કરીને કેવા મજેના લએછ જો!

**જર**—કેવાં મજેના! મે જોયલું છે એવણનુ લએલું. ૩૧૨ાા- લખવા હોય તો "સારા ૧૨ ને એક •)-" કરીને લએછ.

**ફ્રરામ**—એતો ભીખીમાય અને નાજામાય પોતાનાં સગાંની પક્ષ તાણેછ.

**બેજુ**—પક્ષ તે કેવી? મુવાં જીવતાં માબાપની સહુ સાકી બાકી કાહડી. અને એતો પોતાનાં સગાંની તારીફ જો!

**ભીખી**—મારાં સગાં વાહલાંની નિંદા તો હું નહી સાંખું જો! મારાં અમસાં પોતીકાંને કોઈ વગોવે તેના આંખના નેણ ધરીને ખેંચી કાહડું! મારા સોલી કાકાની શીરીન એમજ સગાંઓની નિંદા કરતીતી. મારા સોલી કાકાની શીરીન! ઓલખી કેની?

**નાજાં અને જર**—ઓલખી! ઓલખી! પેલી બટકી બલા!

**ભીખી**—હોવે! જોવતો ખરાં! પોતે આટલી સરખી વેંગણા જેવી ઠીંગણી ને વળી બીજાંપર ટીકા કરવા નિકલી.

**ચાન**—એ શીરીનના ગાલપર કાલો ડાઘ શાનો છે ભીખીમાય?

**ભીખી**—સૈહેયડનું ચાઠું છે તેને એની માએ—

**બેજુ**—તમારી કાકીએ!—

**ભીખી**—હા, તેવણે ખુબસુરતીનો તલ થોકી બેસાડયો.

**ફ્રરામ**—તારતાર દેશની ખુબસુરત ઓરતોના ગાલપર તલ હોયછ તે સાંભલ્યું હોશે તે પોતાની દીકરીને લાગુ પાડયું. એ વિષે હાફેજની એક ગજલ છેની? જરા ગા દીકરા ચાન.

**ચાનજી**—(ગાયછે) "અગર આં તુર્કે શીરાજી બદસ્તારદ દેલે મારા
બખાલે હીંદુ યશ બક્ષમ સમરકંદો બોખારારા."

**ભીખી**—તારે આ તારતારની ઓરતોનો તલ તે મારી શીરીનના ગાલપર કયાંથી આવે? જોવો માય! માથે પડેલી દીકરીઓના મા બાપને એવા ધકેલાજતો.

જર—એતો તારતાર દેશથી આવી કેની તેથી ગાલપર તલ લેતી આવી. તમારી કાકાની શીરીન કેની તે પોતાના ચેહરાપર દેશ દેશાની ઇધાણી રાખેછ જો.

ભીખી—બરાબર! મરેરે જરી તુંતો કેવા હસવાના ભાવ પાડેછ! વારૂં કાકાની શીરીનના ગાલપર કીયાં કીયાં ગામ ફુટી નિકલ્યાંછ? એકતો તારતારનો તલ—

જર—ને મલબારના હોઠ.

ચાનજી—ને મલઈ આંખ.

નાજાં—ને ચીનાઈ નાક.

ફરામ—ને કાશમીરી નેણ.

જર—ને બંગાલી જીભ.

નાજાં—ને મખ્ખઈ દાંત.

ચાન—ને આફ્રીકન બાલ.

જર—ને અરબી દાહડી.

ફરામ—ટુકમાં કહીયે તો ભીખીમાય તમારા કાકાની શીરીનનો ઘાટ ઘટમ કેની તે એક રાજાની દરબાર જેવો છે જેમાં દેશ દેશાના એલચીઓ આવીને સલાહસંપજથી બેસેછ પણ પેટમાં તો આવડી છરી!

ભીખી—નહી રે વાય! શીરીનનુ નાક અને દાહડી એ બે વચે તો એટલી દોસ્તી છે કે વધતાં વધતાં એકેકને મળી જશે.

બેજુ—ભીખીમાય ભીખીમાય, હવે બસ કરો. તમારા કાકાની શીરીન જે બિચારી આજે તમારી બત્રીસીમાં ચવાઇ ચાલીછ તે મારી સગી થાયછ. વાસતે હું કહુંછ કે તમે તેની એટલી બધી તારીફ ના કરો.

ભીખી—વાયવાય બેજુબાવા. હું કાંઇ તેની ગીનીસગીનીસ કઇછ કે?

જર—માય મારા બેજનજીતો કોઇનાબી ઘેરનીવાત કરવા દેતાજ નથી. એવણનું જો ચાલતું હોય કેની તો એવણ તો સરકારમાં ધારો પસાર કરાવી કોઇનીબી વાત કરવા સારૂં આપણને સજા કરાવે.

બેજુ—ખરેખર. હું ચાહુંછ કે નિંદાઓશનો ધારાથી અટકાવ થાય. અગરજો લોકો સમજે કે કોઇની આબરૂ લુટવી એ કોઇનો ધનમાલ લુટવા કરતાં પણ અજીમ ગુનાહ છે તો એકેકની મારામારીનો અટકાવ જેમ ધારાથી થાયછ તેમજ એકેકની તારીમારીનો પણ ધારાથી અટકાવ થાય, કે જેથી ઘણા આબરૂદારો બેઆબરૂ થતા અટકે અને ઘણાં નિર્દોશ નરનારીઓની પવિત્ર લાજનો બચાવ થાય.

**નાજી**—તમારા જેવા બલીયલ બધા હોય, બેજુબાવા, તો પછી ધારાબી બંધાય. તમે તો નહી હસો કે નહી હસાવો તેમાના છો. તમે કોઈની મશ્કરી કરશોબી નહી ને કરવા દેશોબી નહી.

**ભોખી**—પણ, બેજુબાવા, વાતો ઉભી કરે તેને સજા કરો. જે ઘણી સાંભળેલી વાત અમસથી કેહતાં હોય તેનેબી શું તમે દંડશોકે? ચાલો! ચાલો!

**બેજુ**—અલબતાં. ચોરી કરનાર અને કરાવનાર, ખોટા સિક્કા બનાવનાર અને ચલાવનાર બેહુને ધારો શિક્ષા કરેછ. તો સંસારના વેહવારમાં નિંદાના સિક્કા પાડનારને પકડી તે સિક્કાનું ચલણ ચલાવનારને શા વાસતે છોડી દેવા જોઇયે?

(માણકલાલ આવેછે, તે બેજુબાવા સાથ વાત કરેછે.)

**બેજુ**—જાલકાકા તૈયાર છે! તેડછ? ચાલ, ત્યારે તો હું આવુંછ.

**ભોખી**—બેજુશેઠ કાંહાં સિધારોછ?

**બેજુ**—મને એક અગતના કામસર જવું પડછ. પણ હું મારી આબરૂ પછવાડે મુકી જાવુંછ. જરી તું બધાંની સાથેજ આવજે. ગુલાં કાંહાં છે? હા! બાગમાં બેહલુભાઈ સાથે ફરેછ. ત્યારે તો હું ખુશી છું. મારો બેહલુ અને બ શિખામણ સારીજ દેશે. પણ તમે લોકો અહીં બેસીજ રેહશો કે જરા ફરશો?

**ઘણાજણ**—ચાલો ચાલો આપણે ફરીયે. (સઘલાં જાયછે.)

(બેલુભાઈ અને ગુલાં આવેછે.)

**બેહલુ**—ગુલાં તુ ભુલેછ. ખોદાવંદતાલાની બક્ષેશથી એ લોકોનો હસમુખો સ્વભાવ બે ઘડી વાતો કરી ગમત મેળવેછ. બીજું શું? દાદારની આપેલી ન્યાંમત ધિક્કારવી નહી જોઇયે? તું એ લોકોને ધિક્કારેછ તેથી બલીયલમાં ખપેછ.

**ગુલાં**—જે લોકોએ આપણો કશો વાંક કીધેલો નહી તે લોકોની ખામી ઇયા ભૂલ ઉપર આપણે ગમત મેલવવી એ જો દાદારની ન્યામત હોયતો હું છું તે કરતાંબી ખોદા મને બમની બલીયલ બનાવેતો સારૂં.

**બેહલુ**—પણ એ લોકો કોઈનું અદેખાઈથી બુરૂં બોલતાં નથી.

**ગુલાં**—ત્યારે તો એ લોકોનો અપરાધ વધારે ધિક્કારવાજોગ છે. કાંએકે જેઓ માત્ર પોતાના શોખ સારૂં બીજાને કસા પણ વેરભાવ વગર વગોવે તેઓ અસલ જાતેજ નીચ હોવાં જોઇયે.

બેહલુ—આફરીન ગુલાં! તારી અક્કલ ઉપર હું હક દાદારના શોકર ગુજારૂંછ! પણ દુખી એટલોજ છું કે તું બીજાઓનું હીત આટલું બધું હૈડે ધરેછ ત્યારે મારોજ પ્યાર તું ના પાડેછ?

ગુલાં—બેહલુભાઈ, વળી તમે મારી આગળ એ વાત કીધી? મેં તમોને ના કહયુંની?

બેહલુ—આહા! ગુલાં તું મારૂં આ અપમાન અને બેજ્જુબાવાની આવી ના ફરમાની કદી નહી કરતે પણ મારા લુછા ભાઈ દાદીને હજી તેં વાહલો કીધોછ તેથીજ——

ગુલાં—ચૂપ રહો! ચૂપ રહો! શું હું દાદીને અદરાઈ નથી? યાદ રાખજો કે તે બિચારા કમનસીબ જુવાનના પૈસા જવાથી તેના ભાઈનો પ્યાર ગયોછ પણ તેટલા માટે તેની ગરીબીમાં મારી ગરીબની દયા તેણે ખોહી નથી. (બેસેછે.)

બેહલુ—(તેની આગળ ગુઠણપર પડીને) નહી ગુલાં. તું મને એમ તુચ્છકાર ના. હું કસમ ખાઇને——(સ્વગત) અરર! નખોદ! કોણ? જરી? (જરબાઈ અચબુચ આવી લાગેછે) (મોટે) પરવરદેગાર! પણ નહી ગુલાં. હું તુને કહુંછ કે હું તુને આડી ચાલ ચલાવવા નહી દઈશ. જો જરબાઈ!——

ગુલાં—જરબાઈ?

જર—(સ્વગત) જરબાઈ?

બેહલુ—હા. જરબાઈ તેવણને હું માન આપુંછ અને તેથી બેજ્જુબાવાને શક જાય એવી તુ ચાલ——

જર—શું છે? શું છે? ગુલાં તુને ભીખીમાય તેડેછ. (ગુલાં જાયછે.)

બેહલુ—પરવરદેગાર તારો આસરો! (ચાલીજવા માડેછે.)

જર—અંહી આવો! હે પરવરદેગાર વાળા! વળી એ શું પરવરદેગારને ઠગવાના ઢોંગ લગાવ્યાછ?

બેહલુ—શું દાદાર હોરમજદની બક્ષેશ કે તમે આવી લાગ્યાં જરબાઈ! આપણ વચેની વધતી જતી સલાહ સંપજ એ દુકતીથી દેખી શકાતી નથી. તે બેજ્જુબાવાને કહી આપવાની બોહોસ કરતી હતી અને હું તેને કાલાવાલા કરી સમજાવતો હતો, તેટલામાં ખોદાનું ચાહવું થયું અને તમે ફટોકટ વખતસર ઝટોઝટ આવી લાગ્યાં. દાદાર રાખનાર છે.

જર—ત્યારે કોઇને સમજાવા સારૂ તમોને ગુઠણ મડીયે પડવાનો ધારો હશે! હં!

બેહલુ—ખોદાના હુકમથી ખચ્ચુંજ કેની ? મેં જોયું કે જરા બાપડો કરૂં તો એ વધારે સમજે અને તે બંને જાહાનનો ખાવિંદ જે સઘલું જોયછ તે શાહેદ છે કે તમારાં ભલાંની ખાતર એ છોકરીને વારવામાં હું ફતેહમંદ થયોછ.

જર—વારૂં હશે હશે! તમે દાદારની સાહેદી પુરાવોછ તેને હું પુછવા જવું ત્યારેજ તો.

બેહલુ—પણ વાહલાં જરબાઈ, તમે મારો નવો ઓરડો જોવા ક્યારે આવશો? તે પરવરના પાક નામથી મારી કીમતી ચોપડીઓ હું સઘલી ગોઠવી રહયોછ. એક દાહડ એકાંતપણે મારા ઓરડામાં એકલાંજ તે જોવા આવો તો મને મોટું માન ગણાશે.

જર—બેહલુભાઈ સાંભલો! તમે ચાહોછ તેમ તમારા ઓરડામાં એકાંત વખતે મારે એકલી આવવાનુ કામ ખોટું અને અણઘટતું છે. તમારા મનમાં શું છે તે હું જાણતી નથી. પણ હું એટલું જાણુછ કે ઘરડા વરને જુવાન બાયડીએ પરણવાના અમારાં કજોડાંને લીધે સદાના કજીયા કંકાસનો જે ફજેતો થાયછ તેમાં તમે મારા દુખમાં દયા કરી મને સારી સલાહ આપોછ એટલોજ મારી ને તમારી વચે વેહવાર છે. મને લાગેછ કે તમારી મતલબ એથી વધારે વેહવારનીછે. પણ યાદ રાખજો કે બેજનજીના જુલમ ઈયા કંકાસ મને ગમે એટલી ચીહીડ ચહડાવે તોપણ હું તે ખારની મારી કાંઈપણ આડ રસતે જનાર નથી.

બેહલુ—બરહક કહ્યું. ઘણું બેહતર છે. પણ પેલાં ભીખીમાયનો ડોલો આપણી તરફજ તીકેલો છે. ચાલો આપણે આપણા સોબતીઓને જઈ મળીયે નહીતો કે તેઓ આપણા ઉપર શક લઈ જશે. તમે પેહલાં જાવો જરબાઈ. હું પાછળથી આવીશ. આપણ છુટાં છુટાં જૈયેતો બેહતર.

જર—ફિકર નહી. જાંહાં સુધી દીલ સાફ, દામાન પાક અને દયાનત નેક હશે તાંહાં સુધી મને કોઈથી બીહવાનુ નથી. કોઈને સમજાવવા સારૂં મને ગુઠણ મડીયે પડવાની જરૂર પડતી નથી, બેહલી ગુરદાભાઈ. (જતી રેહછે.)

બેહલુ—બેહલુભાઈ! વાત તો બેહકી જો! દાનાઈનું ડોલ ઘાલવા છતાં આ ઓરતોમાં કાંઈ આબરૂ વધતી નથી. આબરૂના દેખાવ છતાં આબરૂ ખોહવાતીજ જાયછ. દાદીની નિંદાની મારી મતલબને માટે જે નિંદાખોરોને હું ચહડાવી આપુંછ તેજ લોકો મારી આબરૂનુ ગાબરૂં રખે કાહડી આપે! પરવરદેગાર તારો આશ્રો. (જાયછે.)

---

## પ્રવેશ ૨ જો.

બેજુબાવાના બંગલામાં એક ઓરડો. બેજુબાવા અને જાલકાકા.

**બેજુ**—જાલકાકા મારવાડીમાં પસાર થવું હોયતો જેમ બને તેમ મોધા થજો, જેમ વધારે નિચવશો તેમ પાકા મારવાડીમાં ખપશો.

(માણકલાલ પોશાક વગેરે લઈ આવેછે.)

**જાલ**—કેમ મેહતા? પોશાક લાવ્યો? ચાલ, લાવ પેહરાવ.

**માણક**—આપ પાયચા બોશીને આ ધોતયું બાંધશો.

**બેજુ**—ધોતયું તો મેલું જોઇયે હો. ધીનુ ગગડતું ધોતયું જોઇયે. પણ ધોતયું તો પાક્કું છુટી ગયું! હા હા હા હા!

**જાલ**—હવે પાઘડી લાવ પણ કોઈના પસીનાની તો નથી કે? અંદર જૂ બૂ તો નથી? (માણકલાલ પાઘડી આપેછે.)

**માણક**—આપને માટે તદન નવી લાવ્યોછું. જરા વાલ આગળ કરીને પેહરશો મુરબ્બી. (અંગરખો લાવીને) અને હવે આ ડગલો કાહડીને આ અંગરખો પેહરશો.

**જાલ**—(પેહરતાં) વારૂં મેહતા, દાદીપાસેથી વીસ ટકા વ્યાજ માગું તો બસ કે?

**માણક**—બાપજી! બાપજી! ત્યારે તો આપ ખચીત પકડાઈ જશો. બાપ મુવે બમણાની ચીઠી અને ઓછામાં ઓછા ચાલીસ ટકા વ્યાજ માગશો તોજ મારવાડીમાં ખપશો.

**બેજુ**—અને તેબી ઘરાક ગરજાઉ નહી હોય તો. નહીતો કે હેંસીથી નેવું ટકા. પણ વાહ જાલકાકા! હવેતો નસ્યો મારવાડી!

**જાલ**—(મારવાડીની નકલ કરતાં) હવે નસ્યો ઉમો હુકો મારવાડી થીઓ કે? મોણેકલાલ હે. મુજે સરીખો બીજો કોએ નો દીઠો હે.

**બેજુ**—અરે પણ મારવાડીને મોજાં બુટ હોયકે? હા, હા, જાલકાકા તમે સુધારાવાલા મારવાડી થાવો. આજના જમાનામાં તો બુટ મોજાં પેહર્યાં એટલે સુધરેલા થયા.

**જાલ**—છટ! છટ! મેહતા, તુંબી યાદ નથી રાખતો. અરે! ભુલ્યો! ગુજરાતીમાં બોલાઈ ગયું (નકલ કરીને) ઓલ્યો મોણેકલાલ ભુલ્યો હે. બુટો ઇસાટાક્રીયો શું કોમ પેહનો હે?

**બેજુ**—અરે પણ દાદી આગળબી એમ ગુજરાતીમાં બોલી દેશો કે? હે! સ્પેત બતાસા!

**જાલ**—કીને ગુજરાતી બોલ્યો હે! મોરવાડ દેશકો ગોલવાડીયો મોરવાડો આયો હે! લીખા પોતા કેશ ચોપડા કીદો મુકયો હે?

( માણકલાલ ચોપડા લાવેછે તે બગલમાં મારેછે અને એક સેલો ખાંધપર મારેછે.)

**માણક**—હવે કાનમાં એક વાલી અને હાથે સોનેરી કડાં રહ્યાં.

**બેજુ**—હા હા. લાવ મેહતા. આતો સ્પેત બતાસા! અથવા ઘી લેરે ઘી! જેવો મારવાડી લાગેછ. ( માણકલાલ ધરેણા પેહરાવેછે.) હવેતો નકરો સટાબજારનો લાલાજી. (નકલ કરી) હે લાલાજી! લાલાજી! અફીણકો ભાવ કીતો રખ્યો હે! પણ ઓહો! સામેથી મારી ગુલાં આવેછ.

**જાલ**—સ્લો. સ્લો! હે માણકલાલ સ્લો. વેલ વિત્યો ગયો હે.

(જાલકાકા અને માણકલાલ જાયછે.)

**બેજુ**—(એકલો) શી શી નિંદા ચાલીછ! વળી વાત ચાલીછ તે શું ખરી હશે કે આ લુછો દાદી અને મારી જરી——? કેહ કેજે કાગળો પકડાયાંછ. હોય તો નહી. એ બે જણાં વચે પ્યાર બાઝે એ બનેજ નહી. પણ વાત ધૂમ ફેલાઈછે. આ માણકલાલ વહીક નાજાંમાંય નસકોરાંના કોઈ સગા રૂસતમથી સાંભલી આવ્યો. છટ છટ હું તો નથી માનતો કે મારી જરી મને ચાહવાનું મુકીને બીજીગમ દીલ લગાડે. (ગુલાં આવેછે) કેમ ગુલાં એકલી આવી? સાથે બેહલુભાઈ નહી મળે?

**ગુલાં**—બેહલુભાઈ તો બીજી ગમ રોકાયાછે જી.

**બેજુ**—હું ઘણો ખુશ છું, ગુલાં, કે આજે બાગમાં તું બેહલુભાઈ સાથ ફરતી હતી. કેમ હવે તારી ખાતરી થઇ ગુલાં કે એ ફરેસતાઈ ખશાલતનો જુવાન જાતે એક અમીર જેવો અસરાફ છે? તે તારો વર થવાને લાયક છે.

**ગુલાં**—મુરબ્બી બેજુબાવા તમારી બોહસાને લીધે મને બોલવાની અંતે ફરજ પડેછ તે માફ કરશો કે અગરજો હું કદી પણ મારી પસંદગી વાપરૂં તો બેહલુભાઈ ઉપર તે પસંદગી કદી નહી ઉતરશે.

**બેજુ**— નહી? ત્યારે તુ મારો હુકમ તોડી આ દીલ બેહલાવનાર બેહલીને બદલે બદમારા દાદીની લુછાઈ લફંગાઈ પરજ લોભાશે કે? હૈં?

**ગુલાં**—હું તે કમનસીબ દાદી વિષે એક બોલ બોલી નથી. બેજુબાવા દાદીની લુછાઈઓને લીધે તેની સાથ કશો પણ વેહવાર રાખવાની તમે મને જ્યારથી મના કીધીછ ત્યારથી મેં તેની સાથ ચોકીથી ઇયા મો-

હડેથી એકવાર પણ વેહવાર રાખ્યો નથી. તે લુચ્ચો લફંગો છે, તે ઉપરથી તમારા કેહવાથી મેં તેને જરા પણ પ્યાર બતાવવો બંધ કીધોછ. પણ શું તેના ઉપર ફકત દયા કરવાના મારા હકથી પણ તમે મને અટકાવશો?

બેજુ—કબુલ છે ત્યારે. એ લુચ્ચા ઉપર તું દયા કર. પણ પરણવાની પસંદગી તો વધારે સારા માણસ પર કર.

ગુલાં—પણ તે આ બેહલુભાઈ નહી.

બેજુ—હવે આ હઠ નહી? ઊંધી બુદ્ધિની કમઅકલ હઠીલી છોકરી! નિકલ મારી આગળથી! હું તારો સગો બાપ નથી તેથી કરીને તારી નાફરમાની ચાલવા દઈશ એમ સમજતી ના.

ગુલાં—તમોને મારા ઉપર ખફા થવાનું એક પણ વાજબી કારણ હું આપીશ નહી. (જતી રેહછે.)

બેજુ—હવે આ તે ફુટેલાં કરમના ભોગ નહી? બધાંજ મારી સાંમે થશે? રહ્યો સહ્યો આ દુકતીનાં બાપનેબી કોઈ બીજો દોસ્ત માલ્યો નહી કે એ વેઠ મારે માથે નાખી ગયો? ખામખા એ વેઠ સોંપવાજ તે મારી બોહોસપર મરી ગયો!

જર—(અંદરથી ગાતી ગાતી) "મારારે સ્વામિ બોલાની વાહલા,
મારારે સ્વામિ બોલાની વાહલા."

બેજુ—(હર્ષથી) આ! મારી જરી આવેછ! આજે ખુશીમાંજ છે હોં!

જર—(અંદરથી ગાયછે) "ઘેલીરે થઈને હું ઘેરમાં ભમતી,
બીજારે કોઈની વાત નથી ગમતી."

બેજુ—આહા! મને છેડતી નથી ત્યારે કેવી મીઠી લાગેછ!

જર—(અંદરથી ગાયછે) "મારારે સ્વામિ" ઈત્યાદી.

બેજુ—વાહવા! વાહરે વાહ! તારો કોમળ રારોદ! એક જરાકજ મને ચાહે તો હું કેવો સુખી! કાંઈ નહીતો એ એટલીજ સુધરે કે હમણા જાલકાકા ચીનથી આવેલા છે તેટલીજ વાર સુલેહ સંપજ રાખે તો બસ! (જરબાઇ આવેછે.)

જર—વાય બેજનજી, એ તમે શું કીધું?

બેજુ—વળી શું કીધું?

જર—એ પેલી ગુલાંને છેડી કાં? તમે મારી સાથે કજીયાનો વેહવાર રાખ્યો તો ભલે, પણ એજ વેહવાર બીજીઓ સાથ તમે રાખો તો પછી મારા કજીયાના ભાર શા? કજીયો તો આપણ વચેનો પ્યાર, તે

પેહવાર તમે બીજાં સાથ રાખો તે કું નહી દેખું જો! નહી દેખું! (હસી પડેછે) હા! હા! હા! હા!

બેજુ—આહા જરી! આપણ વચ્ચે મુદલ કજીયો નહી થાય એબી તારાજ હાથમા છે?

જર—નહી! તમારા હાથમા છે.

બેજુ—પણ તું મને ચીહીડવે તો હું ચીહીરડાઉ નહી?

જર—નહી. માટીડાને ચીહીરડાવું કેવું? હા! હા! હા! હા!

બેજુ—તું ચાહે તો મને સદાનો ખૂશ રાખી શકે. આપણે બડતાં નથી ત્યારે ધણી ધણીયાણીનું જોડું કેવું મજેનું શોભી રેહછ! આબ આવ, બેસ મારી પાસે.

જર—તમે હમણા તો ઘણાજ થંડા રેહજો હોં બેજનજી! ઘણાજ ખુશ રેહજો! વાહલા ધણી.

બેજુ—વાહલા ધણી! આહા! કેવો પ્યાર! હુ ખૂશ ને થંડા મિજાજનોજ છું! હોંકે મારા જડાવ!

જર—ખરેખર? તમે ખૂશ છો? ત્યારે તો બેજનજી મને એક પાનસો રૂપીયા આપો.

બેજુ—પાનસો રૂપીયા! ત્યારે શું પૈસા આપું તોજ તું તાહડી મીઠી રેહકે? તારૂં સુખ પાનસો પાનસો રૂપીયે વેચાતું લેતાં કેમ પાલવે?

જર—નહી. હું એમ કહુંછ કે તમે ખુશ મિજાજમાં છો તો લાવો પાનસો રૂપીયા આપીને સાબેત કરો.

બેજુ—ને નહી આપું તો ખૂશ મિજાજનો નહી કેહવાઉં કે?

જર—જેવ! આપો! વળી! વાહલા બેજુ! મરી જાવું તમારીપરથી!

બેજુ—તું મને સુખી કરે તો રૂપીયા શી બિશાદમાં છે? જા લે. તારા ખૂશ મિજાજપર હું ખુરબાન! (ગજવામાંથી થેલી કાહડીને નોટો ગણી આપેછે) પણ એ રૂપયાનું વ્યાજ?

જર—(પોતાનો હાથ આપી) વ્યાજમાં મારા પ્યારનું આ વચન.

બેજુ—(તેના હાથને એક બોસો લઈ) આહા! હું કેવો સુખી! તારી ઉપર મારી દોલત ફીદા છે. હું તારે નામનું એકદમ ટરસ્ટ કરૂંછ. તું જીવશે ત્યાં વેર બેઠુ ખાશે ને મોજમજાહ કર્‌યા કરશે. પણ જરી, આપણો બધો ભાવ એમ સુખમાં જશે કે? હં?

જર—જેમ તમારી મરજી. તમે જો કબુલ કરો કે કજીયો કરતાં અંતે તમેજ પેહલા થાકયા તો પછી આપણો કજીયો કયારે બંધ પાડવો તે વિષે મને કશી દરકાર નથી.

બેજુ—ચાલ, ત્યારે, આજ પછી આપણા ઘેરમાંથી કંકાસનુ મોહડું કાળું!

જર—આમીન! હવે કેવા મજેના લાગોછ મારા ધણેતર ધણી! ખરૂં કહુંછ, ખુશમિજાજ તમોને કેવો છાજેછ! આપણે પરણ્યા અગાઉ તમે જેવા મને દેખાતાતા કેની તેવાજ આજે દેખાવોછ. તમે તે વખતે કેવી મને હસાવી રમાડીને રાજી રાખતાતા! અને હું જે માગું તે મને આપી દેતાતા! અને ઘરડે ઘડપણ મારી આગળ જુવાન દેખાવાનું ડોળ દમામ કરતાતા! અને તમારા પૈસાની આસાપર તમે ઘરડાને હું પરણું તે વિષે મારા બાપના કાળાવાળા કરતા હતા!——

બેજુ—અને તું પણ મારા પૈસાપર કેવી તપેલી હતી! તારો બાપ પણ તુને મારી સાથ પરણાવાને મારા કાલાવાલા કરતોતો!——

જર—અને લોકો તમોને ઘરડાં ધ્રુવડ કેહતાતા, ત્યારે હું તમારો બચાવ કરતીતી અને મારી મામી મેહરી મોઘરી તમારે હાથ મારા ફસવા ઉપર હસતાં કે પોતાના બાપ જેટલી ઉમરના બુઢા બુખખને બસ થઈ, ત્યારે હું કેહતી કે “ચાલો, ચાલો હશે, મેહરી મામી, મારો વરતો હીરા મોતીનો છે, ને બુઢો બુખખ કેમ છે! એજ મને સુખ આપશે.”

બેજુ—અને તેમજ થશે મારા જાન. આજ પછી આપણા સરખું સુખી જોડું આખી દુનીયાંમાં શોધ્યું નહી જડશે, મારી જાની જર!

જર—ને કદી આપણે લડીશું વહડીશું નહી?

બેજુ—અરે! જરા મત ફેરબો નહી મારાં કલેજાં! પણ એટલુજ, વાહલી જર, કે તુને જરા તારો મિજાજ સંભાલવો પડશે. કેમકે તું જાણેછ તો ખરી, મારાં જીગર, કે જયારેબી આપણ વચે કજીયો થાયછ, ત્યારે પેહલી છેડતી તારી હોયછ. નહી મારા જડાવ?

જર—નહી. અંહી તમે ભુલોછો, વાહલા ધણી. પેહલી છેડતીતો તમારીજ હોયછ.

બેજુ—હં! હં! સંભાલ વાહલી જર. એમ એકેકની ભૂલ ભાંજતાંજ કજીયો લઈ ઉઠેછતો?

જર—ત્યારે તમેજ સંભાલો મારાં જીગર. તમે ના છેડતી શોધો.

બેજી—હેં! જો હવે! કોણ છીટાં થોપેછ, મારા જાન? જે ચીજથી હું ચીહીરડાવુંછ તેજ ચીજ તું પાછી કરેછ.

જર—નહી બેજનજી! તમે ગળે ના પડો! તમે મારા ઉપર અમથા અમથા ચીહીરડાવો તો——

બેજી—જોજે હં જરી! તું પાછો કજીયો શરૂ કરેછ હં!

જર—હું કજીયો કરતી નથી. પણ જો તમેજ જરા જરામાં બરચાંની પેરે——

બેજી—હે! સલગ્યું (ઉઠી જાયછે) હવે એ કોણથી સરૂ થયું? કહોનીજી?

જર—તમારીથી. બીજા કોણથી? હું એક બોલબી બોલી? તમે છેડતી લઈ ઉઠયા. તમારો સ્વભાવ બલેરે!

બેજી—અરે તારો સ્વભાવ બલે તારો! સમજી કેની?

જર—તમે બરાબર મારી મામી મેહરી મોધરીએ કહ્યું તેવાજ છો.

બેજી—તારી મેહરી મામીના કોણ ભાર રાખેછ? તારી મામી તો રાંડ ઘેલી ધાંચણ છે.

જર—ને તમે ગધા છો. બુઢા બુબખ. ધાંચણ તમારી બેહન, ધાંચણ તમારી માસી, કાકી, ફુઈ જે હોય તે. બિચારી મારી મેહરી મામીને નકામી ગાળ દેવોછ?

બેજી—અરે તારૂ નબોદ થાયરે! મારી ઇલિ પીલ વોઈ કાહડી! હવે તો મારો જીવ જાય તોપણ તારી સાથ ફરી સુલેહ નહી કરૂં.

જર—ભાર પડયાછ. અંહી કોણ બેસી રહયુંછ? સલેહ નહી કરો તો વધારે સારૂં.

બેજી—હેં! હું જાણુંછની કે તુને તો એવુંજ જોઈયેછ. તુને મારી કશી અડેજ નહી હતી, અને તોપણ મારા ભોગ લાગ્યા કે હું તુને પરણયો.

જર—હું પણ પરણીને પસ્તાઉછ. હું તમારી સાથે હેમક બનીછ.

બેજી—રાંડ બીલીમોરીયન કોકટ! રાંડ લેવટામારૂ! રાંડ રીજારદી ને પીજારદી! હું નહી હતે તો પાણી ભરીને મરતે!

જર—ગળેપડુ ઘરડા! ઘરડાં ઘુવડ! હું નહી હતે તો આબરૂના કાંકરા વેરાઈ જતે!

બેજી—કાભા કનીજ! તુને પરણતુંતું કોણ? ભલા ભલા ગામડીયા જુવાનોએ તુને ધિક્કારી કાહડી તોપણ મેં તુને કબુલ રાખી.

જર—બુઢા માણસ, તે તો જીવને પુછો. તમે સાઠ વરસના ડાસા થયા છતાં કોઈ તમોને પરણ્યું નહી.

બેજુ—જાણ્યું! જાણ્યું! બસ મુગી મુગી! તું ભુખેમરતી, ભિખારી માબાપની છોકરીથી સારી આશા રખાયજ નહી. તારે વાસતે મેં સાંભળ્યું તે હું નહી માનતોતો, પણ હવે બધું માનુંછ. પેલો બુઢો દાદી ને તું રાંડ કાબા——

જર—હં! હં! મોહડું સંભાળો! જીભના નખ લેવડાવો! વગર કારણે મારા ઉપર વેહમ લાવશો તો હું જતી રહીશ!

બેજુ—ઠીક છે. જા જુદી રેહ.' હું તુને પગાર આપી જુદી રાખીશ! છુટા છેડા કરીશ! અને મારા જેવા બીજા બુઢા બુવાઓ જુવાન બાયડી કરતા હશે તેઓને મારો જીવતો ધડો આપીશ.

જર—કબૂલ છે, કબૂલ છે. અંતે આપણે એકમત થયાં તો હવે એ એકમત ફેરવીશું નહી. પણ તમોને હમણાં કાંટો ભરાયલો છે, તો હાલતો હું જાવુંછ, મારા ઘરડાજી. હી! હી! હી! (ચીહીડવીને જાયછે.)

બેજુ—નકરૂ જાણે બચ્ચું! આટલું બધું કહ્યું પણ મનમાં કાંઈ મળે નહી. બસ હસતી ને હસતીજ! નાદાન તે નાદાન! હજી બચ્ચુંજ છે કેની? (જાયછે.)

---

## પ્રવેશ ૩ જો.

દાડમબાગનું દિવાનખાનું. નાચની મીજલસ. તાયફો વચમાં બેસી ગાયછે. આસપાસ કોચ અને ખુરશીઓ ઉપર દાદી, સોલી, દોલી, ફલી, નસલી અને બીજા દોસ્તો.

કનચની—(ગાયછે) "જાને મન જાને મન જાને મન જાને મન
કરકે તનહા મુજે દોસ્તે ગુલફામ ગયા,
બ માલુમ શોક મયા તાકતે આરામ ગયા,"

થોડા જણ—વાહુવા! સરકાર વાહુવા!

બીજા થોડા—શાબાશ! ભલે ભલે!

દાદી—ઓ! બલૈયાં લઉ! ઉસતાદજી વાહવા!

કનચની—(ગાયછે) "જાને મન જાને મન" ઈત્યાદી.

દાદી—હુરરે! હુરરે! શાબાશ! બનુજાન આજ તો આપકા ગાના બોત ઉમદા બન રહા. "જાને મન, જાને મન, જાને મન, જાને મન"
(પોતે ગાયછે અને નાચેછે.)

**થોડાક**—વાહવા! વાહવા! લે બીજો! લે બીજો!

**દાદી**—(નાચતો નાચતો) એ કોણ બોલ્યું? દોલીકે? લે બીજો? લાવ બીજો! લાવ બીજો! સોલા, લાવ બીજો, નાક સુકાયછ.

**સોલો**—(અંદરથી) જે! લાયો સાબ!

**દોલી**—વળી દારૂનો દોર આવ્યો કે? મુવા તમે ગાયનના સાંભલતા! બનુજી તુમ ગાવ અમારી પાસ. મેં આપકી આગુ આ બેઠતા હું.

**દાદી**—હં! હં! હં! ખરડ્યા પગ ગલીચા વેર કે! એમ કરીને પાસે ગયો કે? સરકાર સંભાલ્યો હો! અમારા દોસ્ત દોલી બરા દગાબાજ હય.

**કંચની**—અમારા મેહરબાન હય.

**સોલી**—ક્યા? તો મે તુમારા દોસ્ત નહી ક્યા?

**કંચની**—આપ તો અમારા ગળેકા હાર હો.

**દોસ્તો**—અને હું? હું?

**કંચની**—તુમબી ઓર સબ શેઠ લોક અમારા નિમક પરવરશી કરનેવાલા હોજી.

**દોલી**—ઉસતાદજી રંગ હય! કૈસા કોમલ રાશેદ! જેસી બાંસલી! આપકા ગલાકી ક્યા તારીફ! મેં ફિદા હું.

**દાદી**—સએજ જીવ જાયછ. સોલી, દોલીનો સએજ જીવ જાયછ. પણ મોટો ગાલો મેળજો હોં. (સોલો અને ચાકરો દારૂના ગ્લાસોની ત્રે વગેરે લાવેછે. દારૂ, આઈસ વગેરે.)

**દાદી**—અંહી લાવ પેહલાં! એ તો ન્યામત! એ તો દુધ! મને આપ. (પોતાનુ ગ્લાસ ભરીને) દોલી શેઠને આપ! દોડ!

**દોલી**—(ચાકરને) મને નથી જોઇતો બીજા શેઠ લોકને પુછ.

**દાદી**—(તેની આગળ દોડી જઇને) અરે લેની દોલી! દારૂ સાથ દોલીને વેર હોય નહી. દોલી ને દારૂ બેહુ દદા પરજ. લે આ તારી બનુજીની સલામતી.

**થોડા દોસ્તો**—લે, લે, દોલી ડાહ્યો ના થા! તું ગાયનનો મોટો ખાં થયો તો દારૂ લેની. દારૂ વગર ગાયનની પરિક્ષા કેમ કરશે?

**દાદી**—આપણે બધા લૈયે. બનુજી, તુમારી સલામતી! હીપ! હીપ!

**બધા**—હુરરે! હુરરે!

**કંચની**—(ગાયછે) "શરાબે શોકે પીનેસે સબી દીલકા આંખ ખુલ જાવે."

**દાદી**—(નાચેછે અને ગાયછે) "શરાબ થોડે પીનસે" (ઈત્યાદી.)

**દોસ્તો**—વાહવા! વાહવા! હુરરે! (ગડબડની વચ્ચે માણકલાલ જાલકાકાને મારવાડી વેશ લઈ આવેછે.)

**જાલ**—વોવાયું! મેહતા, આ તો છેકજ ફાટેલું વાજું છે હો!

**માણક**—આપ જરા પછવાડે રહો. હું દાદીબાઇને તેડી લાવું.

**જાલ**—સહુથી વધતું તોફાન એનુજ છે. અફસોસ! જેના ઉપર મારાં ભવિષની ઉમેદની ઈમારત ઉઠાવેલી તેના આ બુરા હાલ!

**દોલી**—પણ કેટલોક ઢીચશો? મારે નથી પીવો.

**દાદી**—લે! બસ લે! આ મારી સલામતી નહી લેતો? ભચડીને પાઈશું! (દોસ્તો તેના ઉપર ટુટી પડેછે) પીયેછકે નહી બરચા! (દોલીને ધપો મારેછે. ગડબડ થાયછે.)

**દોલી**—કેમ બરચા? પાધરૂ નહી બેસાતું કે? (દાદીને ધપ્પો પાછો મારેછે.)

**સોલી**—(દોલીને મારીને) ત્યારે આ તું લે.

**નસલી**—(સોલીને મારીને) પણ ત્યારે તું કોણને માટે બાકી રેહછે? (અરસ પરસ ધપાબાજી ચાલેછે.)

**જાલ**—(માણકલાલને) બાપરે! ધપાધપ જાણેકે હથોડા પડછ.

**દોલી**—તમે લોકો નથી બીસતા? (ઉઠવા જાયછે.)

**દોસ્તો**—હુરરે! હુરરે! નાસો (કેટલાક દોસ્તો હઠી જાયછે તેટલામાં દાદીના આચકાથી સામાણુ ઊંધોવલી ભાગી જાયછે.)

**સોલી**—સોરતી! સોરતી! સો રૂપીયાની જાન થઈ.

**દોલી**—લઓ દાદીના નામપર! શકતો આસામી છે!

**દાદી**—હા હા. લખ લખ. શી બિરાદ છે? સોજ રૂપીયા કે? લખ. નવાણું તાંહ ભસ્યા સો. (ગડબડ.)

**જાલ**—(માણકલાલને) સો રૂપીયા તો ગણત્રીમાંજ નથી જો. એનો પગારજ તદન બંધ કરૂની.

**દોસ્તો**—દાદી! દાદી! તારી સલામતી! (દારૂ લેતાં ગડબડ.)

**જાલ**—(સ્વગત) ચંડાલો દાદીની સલામતી નથી ચાહતા, પણ ખુહારી ચાહેછ!

**દોસ્તો**—દાદી! દાદી! હીપ! હીપ! હુરરે!

**દાદી**—મેં સાઠ રૂપીયે દજનનો ચંપીન મંગાવ્યો તે શું નાખી મેજવા કે?

**જાલ**—કોણના બાપની દીવાલી! મેહતા તું દાદી પાસે જા. હું પછવાડે ભરાઈને સઘલો તમાસો જોવુંછ. (જાયછે.)

**માણક**—(દાદીની આગળ જઈ) શેઠ સાહેબ.

**દોસ્તો**—આવો મેહતાજી! આવો મેહતાજી!

**દાદી**—(એક ધપ્પો મારીને) ઓહો! મેહતા! આવરે દોસ્ત! મારા માણક અને લાલ!

**માણક**—અરે શેઠ! શેઠ!

**દાદી**—અરે! તારો શેઠ ગયો ઝાનમમાં! અહીં શેઠ કોણ અને ચાકર કોણ? (દારૂ આપેછે) લે થોક, બએ થોક!

**માણક**—ના ના! એહૂં! એહૂં! ફુ! ફુ! વટાલ થાય.

**દાદી**—કેમ બચ્ચા લેયછ કે નહી? (ધપ્પો મારી) તું માણક ને લાલ થઈ લાલમલાલ સરાબ હીનેછ? લે!

**માણક**—માફ કરો, સાબ, માફ કરો!

**દોલી**—પણ તારો શેઠ કોણ છે? પારસી કે ઢેડો? તો ભલા માણસ આજે તો હીંદુઓનો અડધો ભાગ લેયછ. તું પારસીને તાંહાં બધો ભવ વસીને સરમાયછ શાનો?

**સોલી**—અમથો નાકે જીભ લગાડછ. મારી સાથે એણે ઘણી વખત પીધેલો છે. કેમ દાદી?

**દાદી**—અરે પણ એને પુછોની કે આપણે ગુલ-પો રમવા બેસીયેછ ત્યારે દારૂથી પાસામાં રસ વધેછ કે નહી? જ્યારેની હું પીને રમુંછ ત્યારે જીતી ઉઠુંછ. ચાલ લે! પીજા!

**માણક**—પણ સાબ, આપે મને કામે બોલાવ્યો છે ને——

**દાદી**—અરે કામ ગીયું કામદેવ પાસે. પેહલાં પીવાનું કામ પછી કામ. લેવો ભાઈઓ, મારો મેહતો માણકલાલ મારો મેહરબાન છે. એની સલામતી! હીપ, હીપ, હુરરે! (માણકલાલ અને સઘલાઓ પીયેછે. દોસ્તો સઘલા ગાયન સાંભલવા બેસેછે.)

**દાદી**—ચાલ હવે કામની વાત કર. શું કેહછ મેહતા?

**માણક**—આપે પેલો મારવાડી સાહુકાર તેડાવ્યો હતો તેને લાવ્યોછું. પાસેના ઓરડામાં બેસાડયો છે.

**દાદી**—હં? ચાલ ત્યારે હું આવુંછ.

**દોલી**—હં! દાદી દાદી! કયાં જાયછ?

દાદી—જરા અગતના કામે જઈ હમણા આવુંછ, દોસ્ત દોલી.

દોસ્તો—નહી જવાય! અમોને મુકીને જવાય નહી!

બીજા દોસ્તો—મેહતા, રાત પડી શેઠને કયાં લઈ જાયછ? એ તો વાત શક ભરેલી છે.

દાદી—હું કેથે જતો નથી. પાસેનાજ ઓરડામાં મને એક જણ મળવા આવ્યુંછ.

દોલી—તે કોણ છે? મરદ છે કે ઓરત?

થોડાક—કેમ દાદી બા? તમે તો કશાં એવાં છંદમાં ફરતાજ નથી ને હવે કેમ? તમે તો કેહજો મારી ગુલાં ને મારીજ ગુલાં.

દાદી—તે ઓરત તો નથી પણ મરદછે અને મરદબી વળી મારવાડીછે.

દોલી—ત્યારે તેને અહીં કાં નહી બોલાવતો?

દાદી—મને કશી અડચણ નથી. મેહતા તેને અહીં તેડ.

દોસ્તો—અરે બોલાવ! બોલાવ! જોઈયે તો ખરા કોણ છે?

માણક—શેઠ શેઠ, તે કાંઈ સફેદ બતાસાવાલા નથી. તે તો સારૂં માણુસ છે. મોટો સાહુકાર છે.

દોલી—ત્યારે તારે મનથી અહીં બીજા છે તે કાંઈ ચોરબોર છે કે શું?

દોસ્તો—ભલા માણુસ કોઈ તેને લુટી નથી લેવાનું.

માણક—કાંઈએ નહી. પણ સાબ આપણા પારસી ભાઈના ઠઠા મશખરીથી તેના મનમા માઠું આવે——

દોસ્તો—નહી, નહી, કોઈ મશખરી નહી કરીશું. બોલાવ, એવા મારવાડી આબરૂદાર તે કેવોક છે? (માણકલાલ જાયછે.)

દાદી—જુવો હે પોરયાઓ! હું તમો લોકોને તેની સાથ આડી છુટ લેવા નહી દઈશ. કોઈ સારા માણુસને તમો અપમાન કરશો તે હું શાંખીશ નહી.

દોલી—પણ તેને જરા દારૂબારૂ પુછશે કેની? તેને ચોઓ ચંપીન ચખાડીશું કે જેથી એ મારવાડી દીલનો ચોઓ થાય.

દાદી—નહી. દારૂથી તો માણુસના ગુણ દીપો નીકળેછ અને મારવાડીઓ જો દારૂ પીવા માંડે તો વધારે મારવાડીપણું કરે.

(માણકલાલ જાલકાકાને લઈ આવેછે.)

માણક—આવો શેઠ!

દોસ્તો—આવો લાલાજી! આવો સાહેબ! બિરાજો! નાચમાં બિરાજો!

**જાલ**—એતો આજ કોમ હે. મારવાડમે રંગ રાગ ઘણો દેખ્યો હે.

**દાદી**—નહી નહી, શેઠ બેસો. હં! ચલને દેવો સરકાર! ચલાવો ગાના. ઓ ગજલ પહરો, ઓ! "સદકે મે તેરે જુલફકે હર તાર તારકે."

**જાલ**—(માણકને) દીકરાજીતો છપનજો! બધા વા વાગીચુકેલા છેહાં!

**કનચની**—(ગાયછે) "સદકે મે તેરે જુલફેકે હર તાર તારકે
દસતારે ગુલે અનાર કબા બુટીદારકે."

**દાદી**—વાહુવા! શાબાસ! (પોતે પણ ગાવા લાગેછે.) "સદકે મેં."

**દોલી**—દારૂ લાવ! સોલા દારૂ લાવ! મારવાડી જરા લેશે?
(ચાકરો દારૂ લઇ ફરી વલેછે.)

**જાલ**—શું દીધો હે? દારૂ એ નાખ્યો હે! નોજી!

**દોસ્તો**—અરે લેવોજી! લેવોજી!

**દાદી**—લેવોજી, તમારી સલામતી!

**જાલ**—એ માફ કીજો હે. ના ના ના.

**દોલી**—પણ ત્યારે પાન સોપારી લેવો. તમે પાન ખાવો અમે દારૂ પીજીયે છીયે. (ચાકરો પાણની તબક લાવેછે.)

**દોલી**—લે. દીકરી દાદી, શું ચાહેછ? (ગ્લાસો ભરીને.)

**દાદી**—ગામના તમામ બ્રાજખાઉઓની સલામતી! મારવાડી આપણા મદદગાર મિત્રો છે. એ લોકો વડે આપાણું જીવતર છે. ઉમાજી તમારી તમામ મારવાડી જાતની સલામતી! (જાલકાકા નમેછે.)

**દોલી**—બરાબર છે. કમાઈ કરે તે ડાહયા કાગડા, અને તે મારવાડી.

**દોસ્તો**—લેવો લાલાજી! તનદરોસતી! અંહી મળ્યા તો મળ્યા પણ ત્યાં ના મળતા હો! સાહેબજી!

**બીજા દોસ્તો**—લાલાજી! ગાડો ગારો મેળજો હો! સાહેબજી! દાવ આવે તો લોહીનું ટીપુંબી નહી મેળો જો! સાહેબજી! તનદરોસ્તી!

**જાલ**—એ શેઠ શું બોલ્યો હે?

**દાદી**—એ તો, સાબ, તમારી સલામતી લીધી. બધા મિત્રો તમને આનંદ દેછેછ.

**સોલી**—છાવા પાસે લાકડી એકનો જીવ ખરોજો!

**જાલ**—શાંજી? લકરી? મેં નહી લાયો હે.

**દોલી**—છાવો જબરો હો! માલે ભેથરજો!

**જાલ**—(માણકલાલને) નબોદ ગીયાઓ તો આપણુનેજ ચોપડછ હો! (મોટે) કયા? દોલી શેઠ શું બોલ્યો હે?

**દાદી**—નહીજી. એતો અમારી બાત હય. (દોસ્તોને) અખાડા! કોરાના કાહડોરે! છાસમાવાના ગસમલાંમાં મોસમીવીની માસમાલાછે તેજ બહમન હજારની છે હો.

**દોલી**—શું બહમન? અરદીમેહસત આપતાંબી નહી મળે.

**દાદી**—છાવાએ આડા અવલા હાથ ખૂબ મારેલા દીસેછ હો.

**જાલ**—(માણુકલાલને) જાણેકે આપણે સમજતાજ નથીજો! (મોટે) તમે સો બાત કીધી હે?

**દાદી**—નહીજી તમારી સ્તુતી કીની હય. આપ બડ આદમી હો.

(અંદર ગડબડ સંભળાયછે.)

**દોસ્તો**—ઓ! હો! આઈસક્રીમની ટેબલ મંડાઈ! ચાલો! ચાલો ભાઈઓ! દાદી ચાલ!

**દાદી**—તમે ભાઇઓ જાવો. મને આ મારવાડી સાથ જરા વાત કરવી છે. હું તમારી પછવાડે આવુંછ. (દાદી સિવાએ સઘલા દોસ્તો જાયછે.)

**માણુક**—સાહેબ એઓ મારવાડી ઉમાલાલ હુકાલાલ છે. ઉમાજી, એઓ મારા શેઠ સુરબી દાદીભાઈ તે—

**દાદી**—ચૂપ ચૂપ, મેહતા, ટુકમાં પતાવની! ડફાંસ મુકીદ. લાલાજી મારા મેહતા પાસે વાત કરાવીશું તો એ મારી ને તમારી ડફાંસ માર્યા કરશે ને વાતનો છેડો નહી લાવશે. ખરી વાત શું છે તે હું તમને ટુકમાં ને ટચમાં કહું. હું એક ખાઉ પદાઉ દિવાલીયો છોકરો છું, ને જ્યાં ત્યાંથી વ્યાજે નાણા કહડાવુંછ. તમે એક કંજુસ મખ્ખીચુસ મારવાડી છો, જે જેને તેને વ્યાજનુ વ્યાજ લઈને નાણા ધીરોછ. હું એવો ગયો છું કે નાણા નહી મળે તે કરતાં તમોને પચાસ ટકાનું વ્યાજ આપવા પસંદ કરૂંછ અને તમે એવા પાકા ઠગ છો કે જો સો ટકા વ્યાજ મળે તો તેબી નિચોવી લેવાને ચુકો નહી. એવા આપણે બેહુ છીયે ને આપણ એકેકને અછી રીતે ઓલખીયેછ તો હવે વધારે તાજીમ તવાજા વગર આપણે ધંધા ઉપર આવી જઇયે.

**જાલ**—તુમ બ્ડા હુશયાર પારસી હે! બખાણ બખાણ ન કીધી હે!

**દાદી**—વેહવારની વાતમાં ખોટી વખાણ હું ધિક્કારૂછ. ખોલ્લેખોલ્લું તર ને ફર કહી દેવામાં ફાયદો છે.

**જાલ**—ઠીક હે. તુમને કતો રૂપૈયા જોઇતો હે?

**દાદી**—મેં રાતો રાત તમને તસદી આપી તે એટલા માટે કે આ મેહતાનો એક મિત્ર મનચેરશાહ બચ્ચાં સાથ ભુખે મરેછ, તે બિચારાને

સહવાર ને સહવાર હું મદદ મોકલું એમ તેના મારા મળીને પાંચ હજાર રૂપીયા મને આપો. વ્યાજ ૫૦) ટકા.

જાલ—સચો હે. પણ દેખ્યોજી——

દાદી—હા. હા. હું જાણુંછ કે પૈસા કહડાવવાને પાછા પૈસા જોઇયે, કાંઈ જામીનગીરી જોઇયે. પણ જેવોની ભાઈ, જામીનમાં તો હું પોતેજ અને બીજું બધુ ધંટમ ધંટા ! પણ ઉમાજી, હું કોણનો દીકરો છું તે તમે જાણોછ ?

જાલ—હે. હે. થોડા થોડા ખબર જાણ્યો હે.

દાદી—ત્યારે જુવોની, મારી પાસે એક તાજો ખીલું છે. તે ચીનમાં જાલભાઈ નામનો મારો એક ઘરડો ખખ કાકો છે. એ ઢાંખરાએ મને દીકરો કરી લીધોછ. છાવા પાસે જબર છાંડા છે અને તે મરશે કેની ત્યારે બધો છાંડો મને આપીને મરવાનો છે. આ માણકલાલ બધું જાણેછ. કેમ ખરૂં કે ?

માણક—હાજી બધી ખરી વાત છે.

જાલ—ત્મારા કાકાકો બાત મેં સાંભલ્યો હે. પણ તું કેસો જાણ્યો હે કે તુમને સબ મીળવાનો હે ?

દાદી—બધાં કેહછ કે મારા ઉપર ઢાંખરાનુ હેત ઘણું છે. હવે ત્યારે જોવ, ઉમાજી, હું મારા એ બાપ મુવે બમણાની ચીઠી લખી આપું તો બસ ? એમ ના સમજતા કે હું મારા એ મુરબ્બીના મરવાની વાટ જોવુંછ. નહી નહી, મારો ઢાંખરો એટલો મેહરબાન છે કે તેનું મોત હું ઇછતો નથી. ખરૂં કહુંછ.

જાલ—ને મેં પણ સાચ કેહતા હે કે ઉસકો મવેલો મેં પણ ઇચ્છતો નો હે. પણ તો તો બાપ મુવે બેમણોકો ખત શો ખપકો હે ? ત્મારો કાકો તો એકસો બરસકો જીતો હે તો મેરો મુદલ કબ મીળે ?

દાદી—શું તમે એમ ધારોછો મારવાડી કે એ મારો ઢાંખરો ટપવાનોજ નથી ? તે કાંઈ ચીરંજીવ નથી. કાકા અમર કાયાના નથી.

જાલ—એ તો નો હે. પણ મેં સાંભલ્યો હે કે ત્મારો કાકો બડા પઠાણ સરીખા જ્વાન હે.

દાદી—અરે કોણે કહ્યું ? ચીનની હવા બિચારાને સદતી નથી. ને બુઢો ખખ થઈ ગયોછ. ઢાંખરો હમણાં ધપે હમણા ધપે અને આજે મરેતો કાલે બે દાહડા થાય તેવો થઈ રહ્યોછ ને !

જાલ—મેં તો સાંભલ્યો હે કે ત્મારો કાકો બોત બરસ જીતો હે ?

**દાદી**—છટ છટ ! ખરૂં છે કે કાકા નથી મરતા કે નથી માચરો ખાલી કરતા. પણ તોબી હવે એ નહી જીવે. કેહછ કે તે બિચારાના ચેહરામાં એટલો ફેરફાર થયોછ કે મારા જેવા સગા વાહલાબી ઓળખી શકે નહી.

**જાલ**—સચા હે? તુમ સ્ગો વાહલો ઓલખ્યો નો હે? હા. હા. હા. હા. (હસેછે.)

**દાદી**—કેમ લાલાજી તમે હસોછ? મારા જાલકાકા જલદી મરવાની આશામાં તમોને ગીલગીલાં આવેછ?

**જાલ**—ના ના ના ના. (હસેછે) હા હા હા હા.

**દાદી**—નહી શું? તમે જુવોછ કે તે ઢાંખરો જલદી ઢપે તો તમારાં નાણા જલદી મળે.

**જાલ**—હા. હા. હા. હા! પણ મેં તો સાંભલ્યો હે કે ત્મારો કાકો મંબઈમેં આતો હે.

**દાદી**—છટ છટ ! તમારા કરતાં હું વધારે જાણું કેની? જાલકાકા તો આ ઘડી ચીન છે. કેમ મેહતા?

**માણુક**—સત્ય છે.

**જાલ**—હોગા. મેરે કસ્તો તુંમ વધુ જાણ્ણો હે. પણ એભી સતાવાર ખબર મીલ્યો હે. કેમ મેતો?

**માણુક**—નિશ્ચય ઉમાજી, એમ કેહવાની આપણી સતા ખરી હશે.

**જાલ**—પણ દાદી શેઠ. એ બાત છોડ દીયો. અબતો મે પુછયો હે કે થોડાસો પૈસોભી પેહલે દીયો હે? કુચ એગ્યો જેસો સોમાન સુમન હે?

**માણુક**—દાદી શેઠ, ઉમાજીએ અહીં આવતાં આવતાં મને કહી મોલ્યુંછે કે આપ એમની પાસે તૃતાતૃત જે નાણું માગો છો તે રાતોરાત એઓ પાસે નથી, પણ પોતાના એક સ્નેહી જોડેથી ઉછીકા કહડાવીને એઓ આપને લાવી આપશે, પણ તે ઓલખીતો થયાતો કાંઈ રોકડ અથવા તો કાંઈ સામાણ જામીનગીરીમાં માગશે.

**જાલ**—હં હં, સચ હે. કુચ સોમણ નહી તો કુચબી રોકડ દયો.

**દાદી**—સામાન કોણના બાપનો લાવે?

**જાલ**—મેને સાંભલ્યો કે ત્મારો બાપકો રૂપોકામ બોત હોતો?

**દાદી**—રૂપાંકામ? બધું વેચી સાટીને સાતરે સાત કીધું. આ મેહતા બધું જાણેછ.

**જાલ**—(મેહતાને) બાપરે! મેહતા, રૂપા કામ બધું સાફ? (દાદીને) કુચ તમારો બાપકો કીતાબો બચી હે? મેને સાંભળ્યા હે. ઓ?

**દાદી**—મારા બેહરાતી બાપની કીતાબો બેસી રહી? અરે તેતો બારે વાટ થઈની ગઈ કીયા દાહડાની? મારા બાપ કીમતી કેતાબખાનુ મુકી ગયા, પણ હું નાનો હતો ત્યારે શિખ્યો હતો કે દોલત ખરચેલી બરબાદ થાયછ પણ વિદ્યા તો લોકોને આપી દીધેલી વધેછ, વાસતે મેં ધાર્યું કે આટલી બધી વિદ્યા મારીજ પાસે સંતાડી રાખવાકરતાં બાહાર વેંહચી નાખવી બેહતર.

**જાલ**—(માણકલાલને) અફસોસ! કીતાબો કેવી કીમતી હતી મેહતા.

**દાદી**—હું જાણુંછ કે મારા બાપનુ કેતાબખાનું મારા ચીનવાલા કાકાને ઘણું ગમતું હતું. એ ઢાંખરા જો મરવા અગાઉ અહીં આવે કેની ને આ કેતાબો વેચી નાખેલી જોયકેની તો ઢાંખરો ઝેરે ઝેર ફાકેજને.

**જાલ**—(સ્વગત) કમબખત તુને બતાવુંછ (મોટે) પણ તબતો કુચબી માલ નો હે?

**દાદી**—કાંઈજ નહી, સિવાએ, જુના, ઉધઈ લાગેલા, કોચરાના સાલના પીકચરો છે.

**જાલ**—જુના ચિત્રો ક્યો બપકો? કિમત કુચ નહી.

**દાદી**—તે લીલાંઉ કરીને વેચી નાખીયે. જે આવે તે તમારા દોસ્તના નસીબ. તે લાલાજી તમારે જોઈયે તો વેચી નાખું.

**જાલ**—ચિત્રો કોણકો હે?

**દાદી**—મારા બાપદાદાઓની જુની તસવીરો. મારા બાપદાદેથી ચીનમાં પેહડી ચાલતી આવેલી. તેઓ બધા ચીનમાં પોતાની તસવીરો ઉતરાવતા. તે પેહડી દર પેહડી આજસુધી સાચવી રાખેલી, પણ તમારે જોઈયે તો એ પીકચરો હવે કાહાડી નાખું.

**જાલ**—ક્યા? બાપદાદેકો બેચી ડાલતો હે?

**દાદી**—અરે પૈસા મળે તો એકે એક બાપદાદાને વેચી નાખું.

**જાલ**—બપાવા મમાવા સબ?

**દાદી**—અરે બપાવાના બાપનેબી વેચી નાખું. એ ચિત્રોના ચીઠડાં શા ખપના?

**જાલ**—પણ કયા તમારા બાપ બપાવાકી તમને કદર ન કીદા હે? મ એસો ખરાબ મારવાડી ન હે કે તુમ મેરી પાસ આપકા લોહી બેચ ડાલ્યા ને પૈસા લેવ તો દઉં?

દાદી—મિજાજ ના ઓહી દેવો મારવાડી ! મેહતા, આ કોઈ દયાલુ મારવાડીને તું કાંહાંથી લાવ્યો? એતો મારવાડીના નામને ખોટું પાડેછ. મારા હાથ તલે ઘણા મારવાડી આવી ગયા પણ એવો કોઈ નહી ?

માણુક—(જાલને.) શેઠ ઢોંગ ચાલુ રાખો નહીતો પકડાઈ જશો.

દાદી—મારવાડી તમોને તમારા પૈસામાં માલ મળે એટલે બસ. મારા બાપદાદાને વેચી નાખું તેમાં તમારા બાપદાદાનું શું નખોદ જાયછ?

જાલ—ઠીક હે! બેચ ડાલ્યો! સબી બેચ ડાલ્યો!

દાદી—ઉમાજી, લીલાંઉમાં બધા પીકચરો તમે લેજો અને પછી વેચી નાખજો.

જાલ—છી! મેં પીકચરકો કામ શો હે? તું બેચ્યો ને પૈસો મેં દીયો હે. (સ્વગત) પાપી લફંગો! કેવા નાગા જવાબ દેયછ! (મોટે) પણ એક બાત સુન્યો. એ પીકચરો સબ મેં લેઊં. લીલાંઊં કર્યો. (દોલી આવેછે)

દોલી—ચાલની દાદી? કેટલી વાટ જોવાડેછે? બધા ખાઈ રહ્યા.

દાદી—તું ઠીક આવ્યો દોસ્ત દોલી. આ લાલાજીના કરજની જામીનગીરીમાં મેં મારા બાપદાદાઓને વેચવા કાહાડયાછ.

દોલી—અરે આગ લગાડ તારા બાપદાદાને.

દાદી—તેતો જે વેચાતાં લેય તેને ગમે તો આગ લગાડે. બાપદાદાના પીકચરો છે એટલે તેઓની આબરૂ ઢાંકવા તે લોકનુ ખાનગી લીલાઊં કરીશું. મેહતા, તું થોડાક મેમાનોને કાલે સહવારે તેડી લાવ કે ઘણા કીમતી પીકચરો લેવાં હોયતો આવો, ને દોસ્ત દોલી તું મારો લીલાઊં વાલો થજે કેમ? હા હા. હા.

દોલી—કબૂલ. તારા બાપદાદાઓને હું વેચી નાખું. (નકલ કરેછ.) "વોનસવાઈસ, વોનસવાઈસિ, વોનસ્ટુવાઇસ, ત્રેટેમ!"

જાલ—(સ્વગત) ઓ બાપ! આતો હાથથી ગયોછ.

દાદી—કેમ લાલાજી તમને એ ગમતુ નથી? હા. હા. હા. હા. આ કેવો રમુજી ધંધો! બાપ બપાવાનું લીલાંઉ! ત્રેટેમ. હા. હા. હા. હા. લાલાજી હસતા નહી?

જાલ—નહીજી મેંબી બોત હસ્યો આયો હે. હા. હા. હા. હા. બાપદાદેકો લીલામ બોત હસ્યોકો બાત હે. (સ્વગત) ચંડાલ લુચ્ચો. (મોટે) હા. હા. હા. હા.

દાદી—જ્યારે પૈસાની ગરજ પડે ત્યારે બાપ બપાવા મુકીને બીજા પાસે કયાં લેવા જઈયે, હેં. લાલાજી? હા. હા. હા. મેહતા કાલે લીલાંઉની તૈયારી હો! સાહેબજી લાલાજી! (દોલી સાથ જાયછે.)

જાલ—અરરરર! અફસોસ! માણકલાલ, બેજુબાવા ખરા છે. એ દુકતો નહી સુધરે. આવતા વખતપર આશા બાંધવાની એનામાં સદગુણની એક ચિંગારીબી જણાતી નથી. જે ધણીની નજરમાં મુવાં જીવતાં સહુ સરખાંજ! મુવેલાં મગરૂરી ભરેલાં વાહલાંઓને વેચવા નિકળ્યોછ. ઓ લાનત! સદ હજાર લાનત! આ લીલાંઉની કશી જરૂર નથી પણ હજી એના દીલની પરિક્ષા કરવા એ લીલાંઉ થવા દઈશું. પણ મેહતા, મારા બાપદાદાની એ યાદગારીઓ અમારી પેહડી દર પેહડી ઉતરતી આવેલી તે હું બાહાર જવા નહી દઈશ. લીલાઉમાંથી એ બધાં હુંજ પડાવી લઈશ અને પછી એ દુકતાને મારા વારસામાંથી તદન બાતલ કરીશ.

માણક—પણ આપ હજી બેહલુભાઈને મળ્યા નથી. એમને પણ એમજ છુપી રીતે તપાસશો તો બેમાં કોણ ચહડતો છે તે માલમ પડશે.

જાલ—હા. આ લિલાંઉ થઈ ચુક્યા પછી એ બીજા ભાઈ પાસે પણ આપણે જઈશું. તારા ગરીબ ગરજાઉ મિત્ર મનચેરશાહ દાખલજ હું જઈશ. તેનામાં ખામી હશે, પણ તે ખચીત આ હરામી દુકતા દાદી જેવો હાથથી ગયલો નહી હશે. (જાયછે.)

---

## પ્રવેશ ૪ થો.

બેજુબાવાના બંગલામાં દાદીનો એક ઓરડો. ઘણાંક ચિત્રો ટાંગેલાંછે. દાદી, દોલી, જાલકાકા, માણકલાલ અને મેમાનો.

દાદી—આવો સાહેબ! આવો સાહેબ! આ રહ્યા મારા વડીયલો. બસો વર્ષપર મારા બાપદાદા સુરતથી પેહલવેહલા મુંબઈ આવ્યા ત્યારથી આજ સુધી પેહડી દરપેહડી અંહી એ લોકોને લટકાવી રાખ્યાછ.

જાલ—બદો અછો જમા કીદો હે!

દાદી—ખરેખર. અછો જમાવ છે. એકે એક સુરત જેની હતી તેવીજ ચિતારીછ હો. આ કાંઈ અમસ્થા ચેહરા ચિતારવાની વાત નથી. પણ જેવા ડાલદાર કે બેડોલ મારા બાપદાદા હતા તેવા ચિતાર્યાછ અને તોપણ એ પોતપોતાના વખતમાં મોટા થઈ ગયાછ.

**માણુક**—એવા માણુસજાતમાં ફરી થવા કઠણ છે.

**દાદી**—નહી થાયતો પીડા ઓછી. પણ દોલી હવે ચલાવ એમનું લીલાંઉ. જરા આસ્તે બોલજે હો. પેલા ઢાંખરા બેજુબાવાની હરૂસે આ ખાનગી લીલાંઉ કરવાનુ છે. આ ખુરશીપર ચહડ. એબી મારા બપાવાનીજ ખુરશી છે.

**દોલી**—(ખુરશી ઉપર ચહડીને) મારા હાથમાં એક હથોડી જોઈએ.

**દાદી**—હથોડી. અરે હા! પણ ઉભો રેહ, આ વીટો શાનો છે (એક વીટો ઉઅેડીને વાંચેછે) "બોગા હોરાનો બરજો—તેનો બેટો બહમન." ઓ લે! આ તો બાપદાદાની વંશાવલીનું પેઢીનામુજ છે. એ ઠીક! દોલી લાકડાંના હથોડા બદલે એ વીટો કામે લગાડ. એ લોકોની વંશાવલીથીજ એ લોકોને ઠોકી દે.

**જાલ**—(સ્વગત) ઓ પીતૃઘાતક પાપી! હડહડતો હત્યાખોર!

**દાદી**—ચાલ, વેચ. વેચ. આ રહ્યો મારા બપાવાનો બપાવો. બોગાહોરાના બૂજર્ગ બજોજી. ઘણો અસો માણસ હતો હો, એની દાઢી જોઈ કે? જાણે કે બિલાડાના બાલ. કેમ મારવાડી, શું ધાર્યું?

**જાલ**—બેચો બેચો. કીતો રૂપૈયા બીદ કીદા હે?

**દાદી**—હું કહું? શરૂ કરો. બીડ દસ રૂપયા.

**દોલી**—"ટેન રૂપી! વનોસવોઈસ ટેન રૂપી! વનોસવોઇસ, વનોસવોઈસ ટેન રૂપી!"

**જાલ**—(સ્વગત) અફસોસ! અમારી પેહડીનો પ્રથમ પાયો નાખનાર તેને પાણીના મુલનો ગણી વેચી નાખેછ. (મોટે) અરે મેરા પંદરા રૂપૈયા!

**દોલી**—"ફીફટીન રૂપી"! "ફીફટીન રૂપી ટુ બીડ!"

**જાલ**—મેરા બીસ રૂપૈયા!

**દોલી**—"ટુવેનટી રૂપી! ટુવેન—"

**૧ મેમાન**—"ટુવેનટી ફઈવ રૂપી!"—

**દોલી**—"ટુવેનટી ફઈવ રૂપી! ટુવેનટી ફઈવ રૂપી!"

**જાલ**—અમે તીસ રૂપૈયા!

**દોલી**—"થરતી રૂપી! વનોસવાઇસ, વનોસવાઈસ, થરટી રૂપી!" આ જાયછ! તીસ રૂપીયે જાયછ! કેમ દાદીબા?

**દાદી**—જવા દે! જવા દે! થોક બપાવાના બપાવાને.

**દોલી**—ત્રે ટેમ! નામ શું? ઉમા હુકા.

**દાદી**—હવે આ પીકચર મારા બાપના કાકા કોજાકાકાનું છે. મોહોડું કાલુ કીધુંછ, પણ એ કાંઈ બામખા કીધું નથી જો! એતો કાકા કાળાં મોહડાનાજ હતા. દોલી, કાકાને વેચી નાખ જેમ જાય તેમ! "બીડ! બીડ! ફાઈવ રૂપીસ."

**જાલ**—(સ્વગત) નખોદ જાયરે! કોજાકાકા જેવણે અમારા બાપને પાલી પોશી મોટા કરેલા તેવણની કિંમત પાંચ રૂપરડી. (મોટે) "ટુવનટી રૂપી, ટુવનટી રૂપી!"

**દોલી**—"ટ્વેનટી રૂપી! વનોસવાઈસિ" ઈત્યાદી. કેમ કોઈ વધોછ? "ટ્વેનટી રૂપી!" દાદી!

**દાદી**— આ કોજાકાકા વીસ રૂપીયે સસતા જાયછ! (જરા થોભીને) જવાદે! જવાદે! "લેટ ગો."

**દોલી**—"વનોસવાઈસ" (ઇત્યાદી) "ત્રેટમ!" લઓ ઉમા હુકા.

**દાદી**—હવે અંહી આવો. આ મારા બપાવાનું ચિત્ર છે. એ જામા પીછોડીવાલો ઝારૂસ સસતે નહી જાય હો! કેમ ઉમાજી મારો બુઢો બપાવો! પોતે બીડ કરૂં? સો રૂપીયા!

**જાલ**—હા. બીદ. બીદ. ઠીક હે. સમર રૂપૈયો.

**૧ મેમાન**—"વન હંદર ટેન રૂપી!"

**૨ મેમાન**—"ફીફટેન! ફીફટેન!"

**૩ મેમાન**—અરે "ટુવનટી રૂપી!"

**દોલી**—"વન હંદર ટુવનટી રૂપી! વનોસવોઈસ" ઈત્યાદી.

**જાલ**—પચીસ! પચીસ રૂપૈયો!

**દોલી**—"ટુવેનટી ફઈવ રૂપી! ટુબીડ! થરટી રૂપી! વન હંદર થરટી રૂપી! થરટી રૂપી. વનોસવાઇસ" (ઈત્યાદી),

**૧ મેમાન**—કોણના છે?

**દોલી**—મારવાડીના.

**૧ મેમાન**—થરટી મેં બીડ કીધી.

**દોલી**—"થરટી રૂપી ટુ બીદ! વોન હંદર થરટી ફઇવ રૂપી! વનોસ વાઈસ" (ઈત્યાદી).

**દાદી**—મેહતા, બપાવાપર તો ખુબ ચહડા ચહડી ચાલીછ. આ આવ્યો! મારો બપાવો આવ્યો! કોઈ વધોછ?

**દોલી**—"વોન હંદર થરટી ફઈફ રૂપી! ત્રેટમ!" ઉમાજી હુકાજી!

**૧ મેમાન**—આ મારવાડી તો બધાં પીકચર લેવા પડ્યોછે.

**૨ મેમાન**—એ આપણને લેવાદેય એમ નથી લાગતું.

**બધા મેમાન**—આપણો ફેરો ફોકટ છે.

**દાદી**—હવે આ કોણ? હો! એતો મારા મમાવા! કાકા બંપાજી એઓનું નામ હતું. દોલી વેચ! બાપનાબાપ અને માનાબાપમાં તફાવત નહી જોઇયે. બેહુનો એકજ ભાવ આવશે. બીડ. "વન હંડ્રેડ એંડ ડરટી રૂપીસ."

**દોલી**—આ "વોન હંદર થરટી રૂપી! વનોસવાઈસ વન હંદર ડરટી રૂપી."

**૧ મેમાન**—અરે શેઠ શેઠ શું મશખરી કરોછ? એટલી મોઘી બીડ કોણ કરે!

**દોલી**—કેમ ઉમાજી? "વોન હંદર થરટી રૂપી!"

**જાલ**—અરે બીડ! બીડ! "વોનહંદર થરટી રૂપી!" મેરા બીડ કીદા હે!

**દોલી**—જોયું કેની મીયાજી? ઘરાક છે.

**મેમાનો**—પીકચરો બહુ મોઘાં જાયછે. અમે નહી વધવાના.

**દાદી**—પણ સાહેબો માલ છે કેની? મારા બાપદાદા કાંઈ સસતા વેચવાના નથી. પીક્ચર કોચરાના શાલના છે, પણ નામ છે કેની? અને આજે દુન્યાં નામપર મરી રહીછ.

**દોલી**—"વન હંદર થરટી રૂપી. ત્રે ટેમ!" ઉમાંજી હુકાજી! પણ આ હજામની પાઘડીવાલો કોણ?

**દાદી**—હે હે હજામ! એતો મારા ફુવા થાય! તેવણના વખતપર પાઘડીની ફાશીન એવીજ હતી. પાઘડીમાં ડાકું નહી હતું પણ ચાંચ હતી. જોઈ કેની? ચાલ બીડ!

**૧ મેમાન**—પીકચર ધુમાડા જેવું છે. અખાડા કરો. કોણ લેવાનુ છે?

**જાલ**—નો હે, નો હે, બેચો! બેચો! હમે જોઈતા હે.

**દોલી**—"ત્રે ટેમ!" લખો ઉમાજી હુકાજી!

**૧ મેમાન**—આ મારવાડી ભેડ થયોછે શું?

**૨ મેમાન**—છાવાએ કોઈ દાહડે ચિત્રો દીઠાં નહી હોય તેમ કરેછે.

**મેમાનો**—લાલાજી! બહુ મોઘો ભાવ આપોછો. કોઈને ઘાભરશો? કે નહીતો પછી દિવાલું કાહાડશો?

**જાલ**—તમે કોણ હે? મેં સબી પીકચર લીદા હે! એક તમને હાથ ન જાનો દીયો હે! સમજે હે?

**મેમાનો**—આતો લેવા દેવાનોજ નથી. બધાં પોતેજ ખરીદી લેવા આવ્યો છે.

**દાદી**—એટલા મારાં ભાયગ કે બાપદાદા મોઘા વેચાયછે. દોલી હવે આ ચિત્ર મારા બેહસતી બાપનું છે. આહા! કેવા અશો! કેવું પાક રૂહ! એ વેચતાં મને આનાકાની થાયછ. કેવી મારે વાસતે દોલત મુકી ગયા! પણ વેચીનાખ. વેચીનાખ. એ શું કામનું? બાપ પૈસા મુકી ગયા તો આર મારી ખરાબી કરી ગયા. પૈસાથી હું બીગડયોછ. પૈસા નહી હતે તો હું ખચીત ઘણો પાધરો ચાલતે. વેચી નાખ!

**૧ મેમન**—"ફીપટી રૂપી! ફીપટી રૂપી!"

**જાલ**—કયા બોલ્યો? અરે બસે રૂપૈયો! બસે!

**દાદી**—ઓહો! થોક! દોલી થોક! એવો ભાવ ફરી નહી આવશે.

**દોલી**—"ટુ હંદર રૂપી. વનોસવોઈસ. (ઈત્યાદી) ત્રેટેમ!" ઉમા હુકા!

**દાદી**—ઉમાજી તમે મારા બેહસતી બાપનો એવોતો મનમાનતો ભાવ આપ્યોછ કે તેના બદલામાં આ મારા બાપના ફુવા અને આ બપાવાના કાકા તમને મુફત આપી દેવુંછ.

**મેમાનો**—ચાલો ભાઈ ચાલો. આપણું કાંઈ વળે નહી.(જતા રેહછે)

**દાદી**—પણ બલ્યા સગાવાહલા! હવે તો કંટાલો આવેછ. બધાને પરચુટણ વેચતાં કેમ પાલવશે. લાલાજી તમે બધાં લેવા માગોછ? ચાલો એક ઊંચકો ઠરાવીને ઊંચકી જાવો બધા બાપદાદાઓને.

**જાલ**—થીક હે. લીદા હે. તીનશે રૂપૈયો. બધાં દીધો હે?

**દાદી**—ત્રણસે રૂપીયા? તીલરી! હું તો ઘણા ઓછા ધારતોતો. જાવો લેવો.

**જાલ**—પણ દેખીયો. ઓલ્યો પીકચર નો દીધો હે?

**દોલી**—કીયું પીકચર? પેલું ખુણામાં ધુલ ખાતું ધુમાડા જેવું છે તે? અરે એ કંગાલ, રડતી સુરતને લઈને શુ કરશો ઉમાજી?

**જાલ**—હા. એજ મને ચેતો હે. એ રડતી સુરત નોહે.

**દાદી**—હે હે! મોહડુ સંભાલ દોલી! એ રડતી કંગાલ સુરત નથી. પણ એતો મારી મંગલ મૂરત છે. ઓલખેછ એ કોણ છે?

**દોલી**—હશે. કોઈ ભુખરીબારસ સગો વાહલો!

**દાદી**—અરે એતો મારા મુરબી જાલકાકા છે.

**દોલી**—કોણ? જાલકાકા? અરરર! મૌલા પીર! દસ બાઈ દરવાજા બાંધે બાંધેલા તે, લુછાના સરદાર ને કોચીના સાહુકાર!

જાલ—નો હે. નો હે. જાલકોકો લુછા નો હે.

દોલી—દાદી, મોહકાણ! તારો એ ઢાંખરો તો હજી જીવેછ ને વળી આ ચિત્રશાળામાં અંહી હાજર છે! એની શિકલતો જો! જાણેકે આ બધું લીલાંઉ જોઈને મરવાજ પડયોછજો! જો જો! જાણેકે આપણી ઉપર ડોલા ધુરકેછ ને તુને કેહછ કે "બચ્ચાજી ઉભો રેહ, તુને વારસાની એક અડધી નહી આપું."

દાદી—કેમ? તું મુગો રેહછ કે નહી દોલી? ખબરદાર મારા જાલ-કાકાને કાંઈ કહ્યુંછ તો.

જાલ—એ પીકચર બધોં સાથ બેચ ડાલો હે?

દાદી—કદી નહી. કદી નહી. એ સબી તો જુદી રાખેલી છે. એ તસવીર મને વાહલી છે. એ મેં વેચીજ નથી. મારા એ મુરબી જાલને હું વેચું? તે નહી બને. હું જીવતાં સુધી જાલવી રાખીશ.

જાલ—(મેહતાને) મેહતા, હજી બાપદાદાના લોહીની ચિંગારી એનામાં રહીછ ખરી. (મોટે) મને એ પીકચર પસંદ હે!

દાદી—નહી મળશે! નહી મળશે! મારવાડી તે મારવાડી! બધાં લીધાં તે બસ નથી? આ એક તો મારી પાસ રેહવાદો લાલાજી.

જાલ—(સ્વગત) હા! મારો ખરોજ બુનીયાદ બેટો. (મોટે) પણ શેઠજી જબ મને ફોટો આપ્યો હે, તબ મેં દોલત દે દીધો હે. જીતો રૂપૈયો એ બધોંનો દીયો હે તીતો રૂપૈયો મેં એ એકનો દેતો હે. દેતો હે?

દાદી—(નકલ કરી) નો હે! નો હે! હવે મુગા મરોનીતો લાલાજી. એક વખતે ના કહી તેની ફરીથી હા થવાની નથી.

જાલ—(સ્વગત) કેવો મારો જાતવન ચેરાગ! (મોટે) સબ એ કીતો રૂપૈયો હુવો હે. (સ્વગત) હું એનો બધો વાંક માફ કરીશ.

(દોલી અને દાદી હિસાબ કરવા બેસેછે.)

માણક—હું કહુંછુની મુરબી કે એ હજી પણ સુધરશે.

દાદી—બધા મળીને છસો રૂપીયા થયા, ઉમાજી!

જાલ—લીયોજી. (નોટ ગણી આપેછે.)

દાદી—અરે છસો રૂપીયા, કાકા! આતો આઠસોની નોટ છે!

જાલ—રખ્યો! રખ્યો! જોલકોકો બેશ્યો હે! હજાર રૂપૈયો દેતો હે! (બીજા રૂપીયા કાહાડવા જાયછે.)

દાદી—હે, કંગાલ! મોહમાંથી કાંઈ ગાલ સાંભલી બેસશે. તું કોણ છે કોણ? લે ધર પાછા! (ઉપલગ રૂપીયા પાછા આપેછે.)

જાલ—ફિકર નહી. ફિકર નહી. આડસેં રખ્યો હે. મેં બક્ષેરા દીવો હે. સોબ મેરબોન. દાદી શેઠ તું અછો શેઠ હે!

દાદી—આતો કોઈ જબરો લેહરી છે. જેવો હું તેવોજ મારવાડી મળ્યોછ. આવ ભાઈ હરખા આપણે બેહુ સરખા તેમાનો છે. લાલાજી, મને કોટી કરો. તમે મને ઘણા ગમોછ. (ભેટેછે) પણ સુનો લાલાજી. એ ચિત્રોનુ તમે શું કરશો? મારો સુખન માનો તો વેચતા ના. એ ઘણી માનવંત મુરતીઓ છે.

જાલ—નો. બેચયો નો હે. એ મિત્રોનો ચિત્રો હે. મેં રખતો હે. દો દીનમેં મેં મંગવાતો હે. ચલો માણેકલાલ! (સ્વગત) કોણ કેહછ કે દાદી નઠારો દીકરો છે? (માણકલાલ સાથ જતાં જતાં પાછો આવેછે.)

દાદી—કેમ પાછા આવ્યા, મારવાડી?

જાલ—મને એક બાત પુછવો મરજી હે. તમને ખરચા કરચાં હે?

દાદી—ખરચાં કરચાં! મારવાડીને એ કેવું પુછવું?

માણક—મતલબ કે આપની સંસાર સ્થીતિ એઓ જાણવા ઈચ્છેછે કે તે ઉપરથી આપનું ખર્ચખુંટણ કેટલું છે તેનો તોલ કરે અને તે ઉપરથી વળી પોતાના પૈસા પાછા મળશે કે નહી તેનો ભરૂસો બાંધે.

દાદી—ઉમાજી, ખરચાંમાં તો હુંજ સેવક, હસતક પોતે. પરણેયોછ કાંહ કે ખરચાં થાય?

જાલ—પ્રણેવો શો બાત! કાયકો પ્રણુવો? ગલીએ ગલીએ ઓરત રખ્યો હે! હેં? તુમ બડા પકો હે?

દાદી—લાલાજી, લાલાજી, હું તેવો નથી. ગલીએ ગલી ખરચાંઓ રવડે તે બીજા. હું તેમાંનો નહી.

માણક—ઉમાજી, દાદીશેઠનું વેશવાલ થઈ ચુકયું છે.

દાદી—અને તે એકલીજ મારી ઓરત થશે. મેહતા, એને ખાતરી આપ કે મારી ગુલાં તરફ હું કદી પણ બેવચની થવાનો નથી.

જાલ—કયા? એકજ? છી છી છી! અમ હોંદુ લોકમે દેખ્યો. બધોં લોકમે દેખ્યો. પોંચ પોંચ બાયડી રખ્યો હે. તમે એકજ? નહી. નહી. ઢોંગ હે! દેખ્યો એક——

માણક—બેઅદબી માફ છે દાદી શેઠ, પણ ઉમાજી આપને માટે એક મારવાડણ——

દાદી—શું? હે મુજી મેહેતા તારી અકલ કેમ ગઈ? લાલાજી કેથા એવાં વસટાલાંમાં ફરતા દેખું? તોજ મારી ઉપર આજે સખી થઈ

ગયાછ! પણ સાંભલ, હે મારવાડી! હું લીભીચારી નથી. એ તમારો ધંધો બીજા કોઈ બગખ્યાની પાસે લઈ જાઓ. સમજ્યા! નિકલો! જાવો અંહીથી!

જાલ—માફ કીદો હે! માફ કીદો! સોબ મેરબાન!

(જાલકાકા માણકલાલ સાથ જાયછે.)

દોલી—કોઈ ખરો શોખીલો મારવાડી છે!

દાદી—એતો કોઈ સોદાગરોનો શાહ છે. આપણને તો તીજોરી પડી ગઈ. બાપદાદાઓને વેચી નાખવાનો આવડો મોટો નફો મેં નહી ધાર્યોતો. (ચિત્રો ગમ જોઈ) ગૃહસ્થો, તમોએ મને જીવતાં કમાવ્યો તો ખરો, પણ મુવેબી કમાવી આપ્યો તેને વાસતે તમારો મોટો આભાર માનુંછ. હા. હા. હા. હા. (માણકલાલ આવેછે.) મેહતા એ મારવાડીને કાંહાંથી શોધી લાવ્યો? હા. હા. હા. હા.

માણક—સાહેબ, મરણ પામેલા મુરબીઓને વેચી નાખી આપ આમ હસોછો અને હીણોછો એતો બહુ સ્વછંદી કામ!

દાદી—નહી મેહતા. હું મરનાર મુરબીઓને નથી હીણતો. આતો ખાલી ઓખાં છે. ખાલી ચિત્રોને માન આપવાની મુરતીપુંજા માનનારો હું કોઈ ફીલસુફ નથી. એવી લાહેરી મારા બેહલુભાઈને ઘણી આવડેછ. આ ચિત્રો કાંઈ બોલેછ? જરાબી હાલેછ કે હસેછ? મેં તેમને વેચી નાખ્યા તે કાંઈ ના પાડેછ? ખાલી કંતાન ને રંગ, તેમાં શું? એવા ખાલી દેખાવને હું માન આપતો નથી તેથી મારા મુરબીઓ વિષે મને માન નથી એમ તું સમજતો ના મેહતા.

માણક—આપ સદા હસતા ને રંગીલા? કોઈબી પ્રસંગે ગંભીર થશો કે નહી?

દાદી—નહી મેહતા. આ પ્રસંગે હું ગંભીર છું અને અંતઃકરણથી ગંભીર છું. આ ચિત્રો વેચી નાખવા સારૂં હું દુખી દેખાતો નથી તે એટલાજ માટે કે તારા મિત્ર મનચેરશાહની કાહણીથી હું વધારે દુખી છું. લે, આ બસો રૂપયા લઈ જઈને આપ બિચારા મનચેરશાહને.

માણક—(અચરતીથી) બસેં રૂપયા!

દાદી—નહી? ઓછા છે? ત્યારે ત્રણસો લે. જા. મનચેરશાહને મારો સલામ કેહ ને કેહજે કે તરતવેલા હું વધારે આપી શકતો નથી. પણ આ મારવાડી પાસે કહડાવેલા પાંચ હજાર કાલે આવશે તેમાંથી હું કાલ ને કાલ વધારે મોકલી આપીશ. કેમ હજી ઉભો? શું એ ત્રણસેબી ઓછા છે?

**માણુક**—નહીજી. બહુ છે. બસેં પણ બહુ થયા.

**દાદી**—નહી. બચરવાલ બાપને બસો ઘણા નથી. એ બસોતો આ મારવાડી બક્ષેરાના આપી ગયોછ, પણ એ બસોની બક્ષેરા તારા દોસ્તના બચ્ચાંનાજ ભાયગે પોતાની મેળે મુફત આવીછ તો એ ઉપર તેઓનો હક છે. એ બસોબી લઈ જા અને તે ઉપરાંત જે વેચતાં ઉપજયા તેમાંના આ સો બીજા લઈ જા.

**માણુક**—પણ શેઠ, બાહેર બે મારવાડી માગનારા ઉભા છે. આ ત્રણસે રૂપીયા તો તેમને——

**દાદી**—છટ! છટ! શું ગરીબ બિચારા મનચેરશાહના બચ્ચાં ભુખે ટલવલે અને હું આ માતબર મારવાડીઓને પૈસા ભરૂં? નહી નહી. એ મારવાડાઓના કરતાં મનચેરશાહની અગત વધારે છે.

**દોલી**—ભલા માણસ જાણતો નથી કે વ્યાજ ખાઉ મારવાડાઓને જેમ વધારે પૈસા ભરીયે તેમ તેઓ વધારે જુલમાત ચલાવે.

**દાદી**—અલબતાં. હું કાંઈ તેમનુ નાણું ખાઈ જવાનો નથી. પણ તેમને ધીરે ધીરે આપી રહીશું. હું દોલતમંદ થઇશ ત્યારે ડાહ્યો પણ થઇશ. પૈસા થયા પછી તે સંઘરવાની લાલચ થાયછ અને શાબાવત ઉપરથી દીલ ઉતરી જાયછ. વાસતે હાલ મને તક છે તેટલે શાબાવત કરી લેવાદે. માગનારાઓનું બાપ મુવે બમણાના વાયદાને વખતે પતાવીશું. પણ બિચારા એ ગરીબના બચ્ચાંને કાંઈ તેવા વાયદા ઉપર ભુખે રખાયાં?

**માણુક**—માગનારને રડાવીને દાન કરવું એમાં ઇનસાફ નથી.

**દાદી**—અરે જા! ઇનસાફવાલા! મોટો ઇનસાફ લાયોછ. ગરીબો ભુખે મરે અને મારવાડીઓ કમાય એ કેવો ઇનસાફ! જા જા! ખાનાર પીનાર ને સાહેબ આપનાર. (તેને કાહડી મેલેછે) અરે, પણ ઉભો રેહ. આ લાલાજી તો ઇમાનદાર છે અને ઇમાનદાર માણસ પછી મારવાડી હોય તોપણ તેના પૈસા હું ડુબાડું નહી. એણે બાયડીવિષે જે વાત કીધી તેતો હું ધારૂંછ કે અમથી મશખરી કીધી. નહી વારૂં મેહતા?

**માણુક**—હાજી. એમજ હતું. એ મારવાડી ઘણો ચોખો માણસછે.

**દાદી**—ત્યારે તો લે આ બાકીના પૈસાપર તો એ લાલાજીનો હક છે. કેમકે તેની અંગ ઉધારની જામીનગીરીમાં આ ચિત્રો વેચ્યાં છે. આ પૈસામાંથી પાનસો તે લાલાજીને આપ ને બાકીના ત્રણસે તારા મનચેરશાહને આપ. જા. (માણુકલાલ જાયછે.)



# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

બેજુબાવાના ઘેરમા બેહલુનો ઓરડો. પુસ્તકખાનું. ચોપડીઓ ગોઠવેલી. એક પડદા ઉપર નકસો ટાંગેલો. બેહલુભાઈ એકલો.

**બેહલુ**—બૈરાં વાર્‍યાં નહી વળે પણ હાર્‍યાં વળે. મારી ખુબસુરત જરી કાકીને મેં સમજાવીને મળવા બોલાવી ત્યારે નહી આવી પણ હવે પોતાના બુઢા વર સાથ ફરી કજીયો થયો ત્યારે પોતાની મેલે સલાહ પુછવાને બાહણે આવેછ. વખત થઈ ગયો ને હજી સુધી આવી કેમ નહી? જરા જરા જરી જુવાક રાહપર આવેછ, પણ બેજુબાવાને મારા ઉપર કશો વેહમ નથી એ ઠીકછે. આહા કેવી ફતેહ! જરી મને ચાહેછ અને વળી પેલી દોલતમંદ ગુલાં પણ શેવટે મનેજ મળવાની. પણ એ ગુલાં ઉપર મેં લગાડેલું દીલ જરી કાકીને જરાબી જાણવા દીધું નથી. તે દાહડે વીકટોરીયા ગારડનમાં જરીને વેહમ આવે એમ બની ગયું, પણ તે તો મેં સમજાવીને પાછું સમાધાન કરી નાખ્યુંછ. મારી મોહબતમાં જરી જુવાક કોઈ શોખને સાંખી રાકશે નહી. પણ તેમ તે ગુલાં ઉપરની મારી ઉમેદ જાણશેજ નહી. (બેહરામ આવેછે) કેમ બેહરામ જરબાઈ કયાં છે?

**બેહરામ**—જી મોરી બોઈ આયેછ.

**બેહલુ**—બાઈ આવ્યાં? કયાં છે? (સ્વગત) ચાકર વગર એકલી તો આવેજ નહી હં.

**બેહલુ**—તુમ ઉપર બેઠીછ કે નોહી તે મને જોવા મોકલી.

**બેહલુ**—હું વાટજ જોવુંછું. બોલાવ. (પોતે ઠીકઠાક થતાં) બેહરામ જરા સામેની બારીએ પડદો સેરવી જા. (બેહરામ તેમ કરી જાયછે) સામેના પડોશીઓ એટલા તો નિંદાખોર છે કે આખો દાહડો મારી હીલચાલ તપાસ્યા કરેછ. પરવરદેગાર તારો આસરો! (જરબાઈ બેહરામ સાથ આવેછ.)

**જરી**—કેમ છો? ડાહ્યાભાઈ? ઘેરમાંબી પરવરદેગારજ કે?

**બેહલુ**—આવો મોટા લોક આવો બેસો. (ખુરશી આપતાં.)

**જરી**—હા. હા. હા. હા. બેહરામ તું હેઠે બેસ અને કોઈ આવતાં જતાંની ખબર કરજે. (બેહરામ જાયછે) હા. હા. હા. હા. મારી વાટ ઘણી જોઇ કે?

**બેહલુ**—પરવરદેગારની બક્ષેસથી આપણામાં ઘણો સુધારો થયોછ જરબાઈ, પણ આપણી બાનુઓ હજી વખતની કિમત કયાં સમજે છે?

જરી—હું શું કરૂં? બેજનજી બાહાર જાય તો હું આવુ કેની? તમારા બેજુબાવાનો સ્વભાવ દાહડે દાહડે ઘણોજ બીગડતો ગયોછ. મારા ઉપર તરેહવાર વેહમ લાવેછ, ને તમારા દાદીસાથ તો ડાલ દીઠું વેર રાખેછ.

બેહલુ—(સ્વગત) ત્યારે તો આપણા નિંદાખાનાની કારીગરી ઘણી કારગત લાગેછ.

જરી—હવે તો દાદી અને હું વચે એવણ વેહમ લઈ જાયછ. કેવુ હસાવા સરખું! કોઈ મુવાંઓએ અમારે બેહુને નામના કાગળો પણ લખીને બેજનજીને બતાવ્યાંછ.

બેહલુ—(સ્વગત) નાજાંમાયની બનાવેલી નિંદાનુ બજાર તેજી ખરૂં. નિંદાખાનાની જય થાવો!

જરી—હવે તો બોદા કરે ને દાદી ગુલાં સાથ જલદી પરણે તો સારૂં કે એના સામે બેજુબાવાના વેહમ જલદીથી ભાગી જાય. કેમ ખરૂ કેની?

બેહલુ—(સ્વગત) કોણને પુછેછ? મને મુદલ નથી ગમતું. (મોટે) મને ઘણુંજ ગમેછ કે ગુલાંસાથ દાદીની સાદી જલદી થાય ને તમારા મનમાં હું અને ગુલાં વિષે વેહમ આવ્યાતા તે પણ ભાગી જાય. દાદાર તું!

જરી—હું તમારૂં ખરૂં માનુછ. પણ હવે તે વાત નથી. જોવોની બેહલુભાઈ મારી અહીં આવવાની મતલબ એટલીજ કે તમારા બેજુબાવાનો સ્વભાવ-બળેરે!-તેનું હું હવે શું કરૂં તેની મને સમજ પડતી નથી. ભલા માણસ નિંદાખોરોનું બોદા શું ભલું કરશે કે તેઓને મારીજ નિંદા કરી મારા વરને છેડી મેળવાનું સુજ પડયુ? આ રાંડ નાજાંમાય નસકોરૂં! તેણે મારે વિષે તરેહવાર બુટ્ટા બનાવી કાહાડયાછ. ને તે બધા બોટા.

બેહલુ—ખરેખર. દુખ ભરેલું એજ છે તો કે આપણે વાસતે એક બુમાતાનો બુટ્ટો તદન બોટો ઉરાડવામાં આવેછ.

જરી—નિંદાખોરો દુશમનીથી નિંદા કરે તો જુદી વાત છે પણ હું એક નિર્દોષ અબળા કોઈપણ દોસ્તના બુરામાં નહી તેની દોસતોજ બોટી નિંદા ચલાવે એ કેવુ નાલાયક!

બેહલુ—બેશક બેશક. જો ખરી નિંદા હોયતો આપણુને કાંઈ નહી તો સધયારો તો રેહ કે વાત ખરીછે અને આપણ વગોવાઈ પછીએ તેટલું ભોગવીયે પણ છીએ. પણ પાક આબરૂથી રેહવા છતાં નિંદા આપણને દંડ તથી તો બમણું દુખ થાયછ. જ્યારે નેક ચાલ ચલાવવા છતાં આપણુ

નકામાં વગોવાઈયે ત્યારે તો એવી જાંજ ચહડેછ કે જાણે કે નેક રેહવા કરતાં આપણે બદ ચાલના રેહવું બેહતર છે.

જરી—અને તેમાં વળી તમારા બેજીબાવા જેવા વર મળે તો પુરી કમબખ્તી! બધા વર વેઠાય પણ વેહમી ને વચકાબોર વર નહી વેઠાય.

બેહલુ—એવા વરને તો તમેજ વેડોછ હોં વાહલાં જરબાઈ. હું શું કહું કાકી? બેજીબાવા મારા તો મુરબ્બી થાય અને મારે બોલવું નહી ઘટે, પણ તમે ચાલી ચલાવીને આવ્યાં ત્યારે તમારાથી હું કાંઈ છુપાવવા ચાહતો નથી. હું એટલુંજ કહુંછ કે બેજીબાવાને તમે ઘણા બેહકાવી મુકોછ. એક વેહમી વરને હદથી જીયાદા પ્યાર અને હદથી જીયાદા માન તે કાંઈ સારૂં છે? પરવરદેગાર તારો આસરો!

જરી—હજીતો એવણને મારો પ્યાર ઓછો પડેછ. હજીતો મને કેહજે માન નથી આપતી. પ્યાર કીધા છતાં વેઠવું પડેછ.

બેહલુ—તેમાં વાંક તમારોજ મારાં વાહલાં જર. જ્યારે એક વેહમી ભરતાર પોતાની બોહરદાર ઉપર ખોટા વેહમ લઇ જાય ત્યારે તે ભરતાર દાખલના માન અને પ્યારને નાલાયક છે.

જરી—ત્યારે શું મારાપરણ્યા ખાવિંદપર મારે પ્યાર નહી કરવો જોઇયે?

બેહલુ—દરએક ચીજની હદ હોયછ. જેને પ્યાર ઘટે તેના ઉપર પ્યાર કરવો જોઇયે. મોબતનો બદલો સામી મોબતથી મળે નહી તો મોબત કીધેલી શા કામની?

જરી—ત્યારે તમે શું એવું કેહવા માગોછ બેહલુભાઈ કે ભરતાર જો વગર કારણે વેહમ લઈ જાયતો બાયડીએ તે વેહમને કારણ મળે એવી ચાલ ચલાવવી?

બેહલુ—ત્યારેજ વેહમી વરની શુદ્ધિ ઠેકાણે આવે.

જરી—ત્યારે આપણી પાક દામાન નિર્દોષતા?

બેહલુ—એ પાક દામાનજ આપણને નડેછ તો! એ પાક દામાનને લીધેજ તમે બીજાઓ તરફ બેદાદ અને બેફિકર રહોછ! એ પાક દામાનને લીધેજ તમે પોતા તરફ બેદરકાર થાવોછ અને બિગાડાના રસ્તા ઉપર જવાને લાયક બનોછ તો! એ પાકદામાનને લીધેજ તમે બેજીબાવાના સ્વભાવથી બલોછ અને વેહમોથી મુઝાવોછતો!

જરી—ખરેખાત?

બેહલુ—ખરેખરજ મારાં વાહલાં જર. એમણી ને એમણી નિંદા ખોટી તો થાયછેજ, તો ખરીજ થવા દેવો અને——

જરી—પછી? પછી?

બેહલુ—પછી જુવો કે બેજુબાવા પોતેજ કેવા સુધરેછ. અને તમે કેવાં સુખી થાવોછ.

જરી—બેહલુભાઈ તમે તો આ ઘણીજ નવાઈ જેવી નશિહત આપોછ? નિદાને બોઠી પાડવી હોયતો તેને સામી ખરી પાડવી?

બેહલુ—એ દુનીયાંદારીની વાત છે વાહલાં જરબાઈ.

જરી—અને તેમાં આબરૂના કાંકરા કે? આબરૂ વખાતી મુકીયે તોજ એમ થાયતો?

બેહલુ—(ગુઠણપર પડીને.) તમે સમજતાં નથી મારાં પ્યારાં—

બેહરા—પરવરદેગાર તું! (બેહરામ આવેછે.)

બેહલુ—કમબખ્ત, તુને કોણે બોલાવ્યો?

બેહરામ—સાબ બેઓદબી મોફ છે પણ બેજુબાવા આવી તે હુ તુને કેહવો નહી આવીછ?

બેહલુ—કોણ? બેજુબાવા! નબોદ.

જરી—તારા શેઠ? બેજુબાવા અહીં આવ્યા?

બેહરામ—નોહી.આવી નથી. પણ આવીછ. ઓરડાંમાંથી ઉતરીછ. મે દાદરપર જોઈછ.

બેહલુ—ત્યારે તો તું નિકલી જા અહીંથી. નજર ના પડતો.

બેહરામ—(જતો જતો) શેઠ આવીછ ને હવે મારમારી ચાલ્યોછ. (બીજે રસતે જાયછે.)

જરી—અરર! એવણ વેહમી થયાછ તેમાં મને અહીં જોઈને પુરો વેહમ લાવશે. મારી ઉપર વાદળ તોડી પાડશે. હુ ફરીથી એવી નાદાની કદી નહી કરૂં. અરે, એવણના પગલાં સંભલાયછ. હું કયાં જાવું! આ પડદો છેકે? ત્યારે અહીં સંતાવું. (પડદા પછવાડે સંતાઈ જાયછે. બેહલુભાઈ માથા ઉપર કટકો નાખી, બંદગી કરવાની ઢબમાં આડા ઉભા રેહછે. બેજુબાવા આવેછે.)

બેજુ—આહા! ઘક ધ્યાન બધુંજ ખોદાવંદતાલાની યાદમાં! સાહેબજી બેહલુભાઈ.

બેહલુ—ઓ લો! મુરબી સાહેબ. કેવાં મુબારક પગલાં! પાકદાદારની એબાદતથી ફારગ થતાં વાર પેહલાંજ પાક દરશન તમો મુરબીના અશો રોશન ચેહરાના! તમે આવી મારૂ આ મકાન પવિત્ર કીધું! શું ધાર્યું બેજુબાવા, મારી આ નાની લાઈબ્રેરીનું? આ વિદ્યાનો ભંડાર એજ મારી દુન્યા છે અને મારી આ ચોપડીઓ તેજ મારી દોલત છે.

બેજુ—આહા. શુ મજેની કેતાબોની હાર શણગારીછ ! જ્યાં જોઇયે ત્યાં વિદ્યાજ વિદ્યા. આ પડદાપરખી વિદ્યાજ. એ પડદો નકશા ટાંગવા ઠીક કામે લાગી ગયોછ. (પડદાની પાસે જાયછે. બેહલુભાઇ તેનો ઘભરાટમાં હાથ ધરી ખેંચી લાવેછે.)

બેહલુ—પડદો ઘણો મજેનો છે મુરબ્બીજી.

બેજુ—જ્યારેબી કાંઇ ઉતાવલમાં શોધવું હોયતો ઝટ મલી આવેહેં !

બેહલુ—હાજી. (સ્વગત) ઇયા કાંઇ ઉતાવલેથી ઢાંકવું હોય તેનોબી એજ પડદો (મોટે) બેસોની મુરબ્બી સાહેબ. દાદાર તું ! (ખુરસી આપેછે)

બેજુ—આપણુ અહીં એકલાજ છીયેની ? ત્યારે તો સારૂં થયું. કેમકે હું અગતની, ખાનગી મસલત કરવા આવ્યોછ અને બેહલુભાઈ તારી કીમતી સલાહનો ઉમેદવારછું. આ તારી જરી કાકી વિષે વાત કરવીછે. વાહલા બેહલી તારી કાકીથી તો હું કંટાલ્યો. એ મને માહુ માહુ બોલાવેછ ને બેજાર બેજાર કરેછ.

બેહલુ—અરરર ! હે પરવરદેગાર ! હુ ઘણો દલગીર છું.

બેજુ—જરી મારી જરીએ દરકાર કરતી નથી. પણ વધારે દુખ ભરેલુ એ છે કે એ ઓરત નજર બિગાડેછ એમ કેહવાની હું અહી સતા ધરાવુંછ.

બેહલુ—(ચોંકીને) અવાક્ષે પસેમાન ! એ શું કહોછ બાવા ? અહી કેહેવાની સતા ધરાવોછ ! દાદાર હોરમજદ !

બેજુ—હા અને હું ખાનગી કહુંછું.-તું અને હું વચે-તે ચોરને મે પકડયોછ. (બેહલુભાઇનો હાથ પકડે છે.)

બેહલુ—(ચોંકીને) હેં ? કેવી હેરતમંદી ! અને હેરેમંદી પણ.

બેજુ—આહા ! હું જાણતોતોજ બેહલુભાઈ કે તારાથી મારા દુખમાં ખરો દિલાસો મળશે. પણતું સમજી ગયો હશે, દીકરા, હું કોણ સારૂ બોલુંછ તે.

બેહલુ—(ચોંકીને) હું ? નહી મુરબ્બી. તમારી હકદાર મોહરદારની પાક મોહબતનો તે ચંડાલ ચોર કોણછે ? ચાનજીભાઈ ચાડાચોતો નહી હોય ?

બેજુ—નહી.

બેહલુ—વારૂ ફરામરોજ ફડાકા ?

બેજુ—નહી નહી. ઘેરનો છોકરોજ ઘોર ખોદેછ.

બેહલુ—(ઘણોજ ચોંકીને) હે ! અફસોસ ! અફસોસ ! પણ તમે નામ કહી દેવોજી. મને બીહીક લાગેછ.

બેજુ—તારો દાદી.

બેહલુ—હેં? મારો વાહલો, મારો માનીતો, માય જણ્યો ભાઈ? કદી નહી બને. હુ માનુજ નહી. ખોદા સાહેદ છે.

બેજુ—વાહલા બેહલુભાઈ તમે પોતે ભલા છો તેથી બધાને ભલા વિચારોછ.

બેહલુ—ખરૂછે મુરબ્બી સાહેબ. જે પોતાના એકીનની ઉસ્તવારી ઉપર સાબૂત કદમ છે તે બીજાની તરફ બદનજરે બદ ગુમાંનીથી જોતો નથી.

બેજુ—પણ દાદી કાંઇ તારા જેવો નીતિમાન નથી! તે કાંઈ તારી માફક ડાપણની વાતો કરતો નથી!

બેહલુ—ખરૂં. પણ જરી કાકીની, કાકા સાહેબ, નીતિ અને નેકીનું સત નિશકલંક સફાઇનુ છે.

બેજુ—હા. પણ એક મોજીલા, શોખીલા, જોબનવંત જુવાનની જુબાનદરાજી આગળ એકનાદાન છોકરીનું સત છેતરાયા વગર કેમ રેહ?

બેહલુ—એ પણ ખરૂં છે. ખોદા ચાહશે તે થશે.

બેજુ—અને વળી અમો બેહુની ઉમરમાં અંતર એટલો મોટો છે કે મારા જેવા એક ઘરડા ઉપર જરી જેવી એક છોકરી મોહબત રાખે એ મનાય એમ નથી. એવામાં જો એની કાંઈ ભૂલ થઈ અને હું જો તે જાહેર કરૂ તો લોક બધાં મનેજ હસશે કે "એ ઘરડો ધુવડ એક બાલકને પરણી આણ્યો ત્યારેકેની?"

બેહલુ—પરવરદેગારનુ નામ લેવો! ગામ પડયું ગમેર. બધાં હસશે તો ખરાં.

બેજુ—હસશે? અરે મારૂ નાક કાપી લેશે. મારી ઉપર ગરબા નહી જોડાશે કે? છાપે છાપે હું છપાઇશ. મારી ફજીયતી ઉપર કાંઇ ચુંથણા બાકી નહી રેહશે.

બેહલુ—ખરેખર જરી કાકીની કાંઇપણ વાત જાહેર તો કરાશેજ નહી.

બેજુ—પણ મને મોટું દુ:ખ એ લાગેછ કે મારી સાથ આ બેવફાઈ બતાવનાર કોણ? જેનો હું વાલી, જેને મે મારા ઘેરમાં મોટો કીધેલો, જે જાલકાકાનો ભત્રીજો પણ મારા દીકરા જેવો તેજ દગો કરે? પાલેલો કુતરો પગ કરડે?

બેહલુ—અફસોસ! સદ હજાર અફસોસ! મારા માયાલુ, માનવંત, મારા માયજણ્યા ભાઇવિષેં આવી વાત જો તમે મને કહો નહી

તો હું માનુ નહી. પણ દાદીવિષે ઘડીભર માનું મગર જરીકાકી વિષે તો સાબેતી આપો નહી ત્યાંસુધી હું કદી માનુ નહી.

બેજુ— ખરૂં કહુંછ બેહલુભાઇ. મેં કાગલો દીઠાંછ. કાગલો !

બેહલુ—એટલું બધું? પરવરદેગાર! (સવગત) નિદાખાનાં તારૂં ખાનુ આબાદ!

બેજુ— હું હજીબી તારી જરીકાકીને કેવી ચાહુંછ? મારી ભૂલ તો થઇ, પણ એની ફજીયતી ભાગી હજી પણ હું ઘણો ડરૂંછ. મેં તેને પરણીને કોલ આપોછ તો મારા વચન પ્રમાણે વરતવા, મારી ધણીયાણીને સુખી કરવા હું તો ખરાં દીલથી ખંતી છું. જરીના છીટાં છબતરાંનુ એક કારણ હું પામી ગયોછ. હું ધાઇંછ કે હું આવો ઘરડા જીવી જીવીને ઘણા વરસ નથી જીવવાનો (રડેછે તેની સાથ બેહલુભાઇ પણ રડવાના ઢાંગ કરેછે) તો પછી આ બિચારી જુવાન છોકરીનો જોબનવંત બધો બાકીનો ભવ કેમ ગુજરશે (રડછ) તેથી તારી જરીકાકી બીહેછ અને એક બે વખત એણે એસારો પણ કીધોછ. (બેહુ રડેછે) એને બીહવાનુ વાજબી કારણ છે. (રડેછે) બેહલી હવે હું મરવા તજક થયોછું વાસતે મેં ઠરાવ કીધોછ કે મારી જરીને સદાની સુખી કરૂવા મારા મુવા બાદ મારી દોલત એનાજ નામપર કરી જવી અને મારી હૈયાતીમાં એને ખાવા ખરચવા ઉપર એનાજ શોખ પ્રમાણે એને પુરતી મોજ કરવા દેવી. એના ખરચ ખુટણ અમો વચે કજીયો કરાવેછ તો એ કજીયાનુ બાહણુ પણ હું કાહડી નાખવા માંગુછ. એને જોઇયે તેટલું એ ખાય ખરચે એમ હું છુટ મુકવા માગુંછ. એ જે તે વાતે સુખી થાય એમ હું ચાલીશ, અને તે વિષે હું બોલીનેજા બેસી રેહવાનો નથી, તેના પુરાવામાં આ બે ડીડના ખરડા હું લાવ્યોછ તે તું રાખ અને વાંચીને તારૂં મત આપ. એમાંના એક ખતથી હું જીવુંછ ત્યાં સુધી જરીના ખરચાલા જીવને માટે દર મહીને ૫૦૦ રૂપીયા એને મલ્યા જશે અને આ બીજાં ડીડથી મારા મુવા બાદ મારી બધી દોલત એને મળશે. એથી વધારે હું શું કરીશ? (રડછ) એથીબી એ સુખી થાય ને હજીબી એ મને (રડેછે) સુખી કરે એટલુંજ (રડેછે) હું માગુંછુ.

બેહલુ—આહા! હે બક્ષેરાના કરનાર સાહેબ ધણી! કાકાજી, કેવો દુલ્લોદીલ ગુરદો! (સ્વગત) રખે પેલાં કાકીજી આ લાલચ ઉપર લલચાઇ જાય!

બેજુ—પણ બેહલી. એની ઉપર એના માગ્યા વગર મારૂં કેવું છુપું હેત દોડછ તે તરત વેલા છુપુંજ રાખવાંનું છે. એ બધું તારી કાકીને કેહવાનુ નથી હોં કે. એ જો જાણે તો પછી મને મુદલ ગાંઠે નહી.

બેહલુ—નહીરેજી (સ્વગત) ખોદા કરેને કાકીના કાન બેહરા હોય.

બેજુ—એ મારી વાત થઈ. હવે ચાલ દીકરા જરા તારી વાત કરીયે.

બેહલુ—મારી શી વાત કાકાજી ?

બેજુ—આ મારી ગુલાં ઉપરની તારી ઉમેદની વાત ? ગુલાંને તું પરણવા ચાહેછ તેની વાત ?

બેહલુ—(આસ્તે) અરે મરવા દેવોજી એ વાતને.

બેજુ—નહી. હું જોવુંછ કે ગુલાં ઉપરની તારી દીલદારી ખરેખરી છે.

બેહલુ—(આસતે) હમણા એ વાત નથી કરવી મુરબી.

બેજુ—અને મારી ખાતરી છે કે તું ગુલાંને સુખી કરશે.

બેહલુ—(આસતે) પણ સાહેબ હમણા તમારા સુખની વાત કરીયેછ તેમાં મારાં સુખનો શો સેકો તાણોછ ?

બેજુ—એતો તારી લાયકી છે, બેહલી. પણ ગુલાં તુને પસંદ કરતી નથી તેથી હું ઘણોજ દુખી થાવુંછ.

બેહલી—(સ્વગત) મોહકાણ ! બેહુ વાત જે જરીને સાંભળાવા હું નથી માગતો તે તે સાંભળેછ. બેહુ તરફથી હું ફસુંછ.

બેજુ--હું જાણુંછ કે તું તારો આ પાક પ્યાર મારી જરીથી છુપાવવા માગેછ.

બેહલી—દાદાર હોરમજ કરે તે ખરૂં !

બેજુ—પણ તું ભુલેછ ડીયર. મારી ગુંલાંને તું ચાહે તેથી મારી જરી જરીએ દલગીર નથી થવાની.

બેહલી—મુરબી સાહેબ, હું માંગી લઊંછુ કે દાદારની રેહમથી—

દાદી—(અંદરથી) બેહરામ ! બેહરામ !

બેહરામ—(અંદરથી) જી. આવીજી !

દાદી—(અંદરથી) બેહલુભાઈ ઘેરમાં છે કે ? જા કેહ મારે મળવુંછે.

બેહલુ—અરે ! દાદી આવેછ ! એ કયાં આ અગતની વાત વચે આવ્યો.

બેજુ—એ દુકતાનું હું મોહડું જોવા નથી માગતો.(બેહેરામ આવેછે)

બેહરામ—બેહલુ શેઠ તારી ભાઈ આવી.

બેહલુ—કમબખ્ત તેને અટકાવી રાખ, નહી તો પાછો વાલ. જોતો નથી કે અંહી મોટા શેઠ આવેલા છે તે ?

બેહરામ—(સ્વગત) કોઈ સોમજ નથી પડતો. શેઠ એમ નોસીં-ને બાઈ એમ સંતોપો ને બધાં નોસીંગોસો રોમી.

બેજી—બેહરામ, દાદીને આવવા દે, પણ હું છું તે કેહતો ના. બેહલી, મને એક તાલ સુજેછે. તું દાદીને આવવા દે.

બેહલુ—દાદીભાઇને જરા થોભીને પછી આવવા દેજે (સ્વગત) આ બેહુ એકેકને સંભાલી લેશે. ઠીકછે. (બેહરામ જાયછે. બારણું ઢાંકેછે.)

બેજી—બેહલી. હું અંહી સંતાઈ જાવું ને તું દાદી સાથ જરીવિષે વાત કરી જો. જોઈયે, એ શું જવાબ દેયછ? તું જ કેહછની કે તારો ભાઈ ચોખો છે. ત્યારે માલમ પડી આવશે. હા હા હું સંતાઈ જાવું. હું કયાં સંતાવું? આ પડદો મજેનો છે. (પડદા તરફ દોડી જાયછે, પણ ત્યાંવેર જઈ પુગેછે તેવોજ બેહલુભાઇ તેને પાછો ઘસડી લાવેછે.) બાપરે! દાદાર હોરમજ! અંહી તો કોઇ અગાઉથીજ ભરાયલું છે. બેહલુભાઈ, પડદા પછવાડે મેં કોઇની સારીનો છેડો જોયો!

બેહલુ—હે પરવરદેગાર! તે સાહેબ સહુ ભેદનો કેવો ખોલનારો છે! હા-હા-હા-હા-હા-કેવું રમુજી ચોઘડયું! જુવોનીજી, બિચારી જે છુપાવા માંગતી હતી તે અંતે જાહેર થઈ હા-હા-હા-હા (હસવાના ઢોંગ કરેછે.)

બેજી—પણ એ છે કોણ? જલદી બોલ.

બેહલુ—એતો કેનીજી તે તમે આવ્યા ત્યારે મારી ઘોભણ વાગો લાવી હતી, તે તમે આવ્યાના સાદ સાંભળીને ભરાઇ ગઇ. મેં ઘણીએ સમજાવી પણ તમારાથી શરમાઇ ગઈ. બધાં બૈરાં તમો નામવરથી શરમાયછ.

બેજી—ત્યારે! ઘોભણ સંતાયલી છે હેં? હા-હા-હા-હા-રાસકલ બેહલી ગુરદા. પણ વારૂ આપણી બધી વાત એ ઘોભણે સાંભલી હશે?

બેહલુ—ફીકર નહી. એ તો જાતની ઘાટણ છે. તેને ગુજરાતીનો એક બોલ આવડતો નથી.

દાદી—(અંદરથી) બેહલુભાઈ? ઓ ડાહયાભાઈ? છોકે?

બેજી—અરે પણ ઘોભણ હોય કે જે હોય તેનું મારે શું? મારે તો હવે ભરાવું જોઈયે. હું આ ઓરડીમાં ભરાઇ જાવું.

બેહલુ—હા. સિધારો મુરબ્બી.

બેજી—હા-હા-હા-હા-રાસકલ ચોર! ઘોભણને સંતાડેછે. હા-હા-હા-હા-ચોર! (બારણા પછવાડે જાયછે.)

દાદી—(અંદરથી) કેમ થયું બેહલી?

બેહલુ—(સ્વગત) ઉભો રેહની કમબખ્ત! અહીં બધી કસુંબર થઇ ગઇછ ને. (બારણું ઉઘાડવા જાયછે.)

જર—(પડદા પછવાડેથી) હવે હું જતી રેહું કે બેહલુભાઈ?

બેહલુ—(પાછો આવીને) ત્યાંજ રેહજો! ત્યાંજ રેહજો! વાહલાં જર!

બેજુ—(બારણા પછવાડેથી પડદાની આગળ આવી) બેહલી, ખુબ સમજાવી, પટાવીને પુછજે હાં!

બેહલુ—(પાછો તેના ઓરડા તરફ ખેંચી જાયછે) તમે અહીં ના આવોની તો મુરબ્બી સાહેબ!

દાદી—(અંદરથી) બેહેલીભાઈ! ખોદાની બંદગી કરતાં ઉંધી ગયો કે કેમ થયું કેમ?

બેહલુ—અરે આવ્યોરે દાદી! જરા થોભ (બારણા આગળ જાયછે)

જર—(પડદા પછવાડેથી) બેહલી, બેહલી, અંહીથી હું જતી રહું તેટલી વાર કાકાને ટાલું મારી બંધ કર!

બેહલુ—(પાછો આવીને) જરા થોભો મારાં જર.

બેજુ—(બારણા પછવાડેથી) સીત! સીત! સીત! પેલી ધોભણ બધું કહી તો નહી આપે કે?

બેહલુ—(પાછો આવી) જરા થોભો! થોભો! મેહરબાન!

(ઝડફથી જઇને દાદીને અંદર લાવે છે.)

દાદી—કેમ બેહલુભાઈ શું થયું? બારણા ઢાંકીને ઓરડામાં ભરાઈ બેઠોછ? કાંઈ વારંટ બારંટ નિકલ્યુંછ કે શું મારા બેહલીભગત! મને કેટલી વાર બાહાર ઓઠી કીધો? કોઈને ઓરડામાં સંતાડયુંછ બંતાડયુંછ કે શું?

બેહલુ—તે તો તારૂં કામ ભાઈ દાદી.

દાદી—પણ બેજુબાવા કયાં પોલ થઇ ગયા! એવણ તો અંહી હતાની?

બેહલુ—અંહી હતા ખરા, પણ તારૂં આવવાનું સાંભલી જતા રહ્યા.

દાદી—કેમ વારૂ? શું એવણ મારાથી બીધા કે? હું કાંઇ એવણ પાસે પૈસા બૈસા કહડાવા આવતોતો કે?

બેહલુ—નહી પણ એવણ તારૂ મોહડું જોવાને ના પાડેછ. તારી સાથ બેસવાને ધિક્કારેછ. મારા વાહલા ને ભલા ભાઇ, તું એ નેક અને ભલા ગૃહસ્થનું દીલ કેવું આજોરદે કીધું છ!

દાદી—એમ કેહછ! મારા સાચા બોલવાથી ઘણા "નેક અને ભલાઓને" દુઃખ લાગેછ, પણ બેજુબાવાનો મેં શો ગુનાહ કીધો વારૂ?

બેહલુ—હજીતો પુછેછ. જરીકાકી ઉપર તારી બદનજરની એવણ બીહીક રાખેછ.

દાદી—હા-હા-હા-હા. એમકે? ખરેખર? મારા સમ? હા-હા-હા-હા.

બેહલુ—એ હસવાની વાત નથી દાદી. દાદાર તું!

દાદી—હા-હા-હા-હા. ત્યારે હસું નહી તો એ ઘરડાજી ઉપર માંથે હાથ દઈને રડું? અંતે ત્યારે ઘડપણમાં જુવાન બૈરી લાવવાનો સવાદ એવણે જોયો કે? હા-હા-હા-હા.

બેહલુ—એટલે? એટલે? એમ ગધેડા જેવો શું હે હે હે હે કરેછ.

દાદી—હા-હા-હા-હા. ત્યારે કાકાને કાકી ઘણી જુવાન પડી ખરી. પણ બિચારાં બેહુએ ઘણી મોડી શોધ કીધી. હા-હા-હા-હા.

બેહલુ—ભલા માણસ દાદી જરા દાદારનો તો ડર કર. તું સમજેછ કે તુને કોઈ જોતું નથી પણ તે સાહિબ સઉને જોયછ. આપના બાપને તોલના મુરબ્બી સાથ આવી ચાલ!

દાદી—કેવી ચાલ! હું તેમનું દીલ દુખવનારી કશી ચાલ ચલાવતો નથી. મશખરી એક કોરે મુકી ગંભીર થઈ હું ખરેખરૂં કહુંછ, બેહલુભાઈ, કે બેજીબાવા મારા ઉપર જે તોમત મુકેછ તે ચાલ મારા ખ્યાલમાંબી નથી.

બેહલુ—હં! ત્યારે તો બેજીબાવા એ જાણીને ઘણાજ ખુશી થશે.

દાદી—જરીકાકી નાદાન છે, જરા ઉછાછલાં છે, પણ તેવણ ચાલનાં ખરાબ નથી. તેમજ હુંબી, બેહલુભાઈ, કાંઈ તમારા જેવો બેહલી ગુરદો નથી, હું કાંઈ પરહેજગારીનું ડાલ ઘાલી ભગત થઈ ફરતો નથી "અને પરવરદેગાર તારો આસરો" એમ કહી પરવરદેગારને ઠગતો નથી-હું કબુલ કરૂંછ કે હું રમતો પંચી છું-તોપણ આટલી વાત યાદ રાખજો કે મારી મોબતમાં હું સાચો અને વચનનો એક છું. હું ગુલાંને અદરાયલોછું અને તે એકલીનેજ મારાં દીલના ચાહથી હું બંધાયલો છું. તે સિવાએ બીજી દરએક સ્ત્રી મને મા બેહન બરાબર છે. ગમે એટલો ચીબાવલો, મસતીખોર, મોજીલો મારો સ્વભાવ છે પણ એકબી નીચ દયા હલકાં કામમાં કોઈ મને પકડવાનુ નથી.

બેહલુ—આ તારા બોલાસાપર હું ખુશી ને મારો ખોદા ખુશી છે. (સ્વગત) અમારાં નિંદાખાનાને વધારે મેહનત પડશે, બીજુ કાંઈ નહી.

દાદી—પણ બેહલુભાઈ તમે તો મને અચરત કરોછ. જરીકાકી સાથ મારૂં નામ કેમ જોડાય? આજ વેર આપણ બે ભાઈઓમાં જરીકાકીના ઘણા માનીતા ને હેતવંતા તો તમે છો.

બેહલુ—હે! હે! શરમ છે શરમ! હવે તું મને ગલે પડછ?

દાદી—વળી બેહલી ભગત થયા કે બેહલુભાઇ? હું સોગંદ ખાઇને કહીશ કે તમોને મેં બેજુબાવાની હાજરી છતાં જરીકાકી તરફ બેહલાઇથી ચાલા કરતાં જોયાછ.

બેહલુ—ચૂપ! ચૂપ! ગધેડા એ કાંઇ મશાખરી નથી. ચૂપ!

દાદી—હું મશાખરી કરતો નથી. તમોને યાદ નથી ગઇ બપાવાની બાજને દાહાડે તમે બેહુ જણને મેં એકલાં વાત કરતાં પકડયાં તે?

બેહલુ—તું મુગો રેહછ કે નહી.

દાદી—ને વળી પરમ દાહડે ભીખીમાયને ત્યાંના લગનમાં—

બેહલુ—હું એ નથી સાંખવાનો.

દાદી—ત્યાં તમે બે જણ હરસે હરસે વાતો કરતાંતાં તે—

બેહલુ—દાદી કાંઇ વાત કહું. (સ્વગત) એને કહી દીધા વગર એ મુગો નહી રેહશે. (મોટે) કાંઇ વાત કહું. (દૂર તેડછે.)

દાદી—તે વખતે આસપાસની મિજલશનોખી તમે બેહુ જણે—

બેહલુ—અરે ચૂપ રેહ ગધેડા ચૂપ. (તેને બાજુપર લઇ જઇને) બેજુબાવા બધું સાંભલેછે. તેવણ અંહી સંતાયલા છે. મને ફસાવેછ?

દાદી—કયાં? અંહી છે? વાહુવા! ત્યારે તો હું એ વાત નહી બોલું. મારા બેહલી ભગત હું તમોને નહી ફરાવું!

બેહલુ—હા અંહીજ છે. હું જાણતોતોજ કે તું આવીને આ તોમત નાખુકેર જશે તેથીજ મે તેવણને સંતાવા દીધાછ.

દાદી—પણ કયાં છે? કયાં છે? વાહુવા! (પડદા આગળ દોડી જાયછે) એને બાહાર કાહડું.

બેહલુ—(પડદા પાસેથી પાછો ખેંચી લાવી ઓરડો દેખાડે છે) અંહી નહી! અંહી નહી! તેવણ તો ત્યાં છે!

દાદી—જો મજાહ! કાકા! બાહાર નિકલો! હુરરે!

બેહલુ—નહી દાદી નહી! મસ્તી ના કર! (સ્વગત) પરવરદેગાર તારો આસરો! (દાદી બેજુબાવાને ઓરડાની બહાર લાવેછે.)

દાદી—કાકા સાહેબ સંતાઈ ના રહો! સાહેબ મેહરબાન બેજુબાવા. મારા વાલી ખાનસાહેબ તે તમેજ કે? કેમ કાંઇ નાસતા ને ભરાતા ફરોછ? તમે કાંઇ બૈરી બૈરી છો કે જનાનખાનાની બીબી પેઠે બારણા પછવાંડે ચિમાઇને જોયા કરોછ? તમે મારા ઇનસાફના કરનારા તેજ મારા જાસુસ ડીટેકટીવ પણ થાવોછ? હા-હા-હા.

બેજુ—દીકરા દાદી, મને તારો હાથ આપ. હું તારી ઉપર ખોટા શક લઇ ગયો. પણ જો! બેહલુભાઇનો વાંક ના કાહાડતો હો! હું મારી ખુશીથી તારૂં માજનુ જોવા સંતાયો હતો.

દાદી—ખરેખર કાકા? હા-હા-હા-હા.

બેજુ—પણ મે છુપાઇને જે સાંભલ્યું તેથી હવે મારી ખાતરી થઇછે. તે હમણા જે જવાબો દીધાછ તેથી હું ખુશી છું?

દાદી—હં? (શ્વગત બેહલુભાઇને) સારૂં થયું કે મેં વધારે જવાબો નહી દીધા.

બેજુ—રાસ્કલ ચોર! તું તારો વાંક બેહલુભાઇને ધાઇ પડવા જતોતો નહી? બંધા!

દાદી— અરે એતો જરા મસખરી કરતોતો. કેમ બેહલુભાઈ?

બેહલુ—દાદાર સાહેદ છે! (શ્વગત) એ બેહુ પીડાઓ અંહીથી હવે પતશે ક્યારે? (બેહરામ આવેછે.)

બેહરામ—(બેહલુભાઇના કાનમાં) બેહલુભાઈ, નોજ્જેમોય નોસકોર આયોછ.

બેહલુ—(સ્વગત) નાજામાય? વળી એ ક્યાં નડવા આવીછ! એને અંહીઆવવા ના દેતો. હું આવુંછ. (બેહરામ જાયછે.) બેજુબાવા હું હમણા આવુંછ. મને કોઇ મળવા આવ્યુંછ તેને જરા જવાબ દઇ આવું.

દાદી—જા જા. બેહલુભાઈ. હું ને બેજુબાવા ઘણે દાહડે મળ્યાછ ને મારે જરા વાતચી કરવીછ.

બેહલુ—(સ્વગત) એ લોકોને અંહી રાખવાતો નહી જોઇયે. પણ ઉપાય શો? (મોટે) હું એઓ પાછો આવુંછ. (બેજુબાવાને) બેજુબાવા પેલી ઘોભણની વાત એ લુછાને કેહેશોનાહો! (દાદી જે અત્યારમાં પડદા તરફ ગયોછે તેને પકડી લાવીને) દાદી, હું આવું તેટલાં જરા બેજુબાવાને વાત કરાવજે હો. (મોટે) સાહેબ ધણી તું! (બેઉને બેસાડીને જાયછે.)

બેજુ—(ધિરજથી બેસીને) દાદી! દાદી! તુને શું સુજ પડછ! તું તારી ચાલ સુધારની. તું બેહલુભાઇની સંગતમાં ઘોડાખી ફરે તો કેવો સુધરે! જેના મોહપર દમેદમ દાદારનુ નામ!

દાદી—અરરર! બેજુબાવા. એ ફરેસતાઈ ફીલસુફ સાથ ફરતાં મને કેમ પાલવે! મને કાંઇ દસતુરાન દસ્તુર થઇ દાહડી પસ-ખારતાં આવડતું નથી.

બેજુ—નહી નહી દાદી! તું બેહલીને અમસ્થુ અપમાન કરેછ. એ કાંઈ તારા જેવા પંચી નથી. પણ તેમજ વળી એ કાંઈ છેક ફરેસતોઓની નથી હોં. (સ્વગત) પેલી ઘોભણની વાત કહી દેવું! કેવી મજાહ પડશે.

દાદી—અરે હરવાયો એ! છેકજ નાકે જીભ લગાડ તે કાંઈ ઢોંગ પકડાયા વગર રેહ?

બેજુ—(સ્વગત) કેહું? કેહું? જરા હસવાના ભાવ પડશે. (મોટે) દાદી, દાદી એક વાત કહું. હા–હા–હા–હા. (તેને બાજુએ લઈ જાયછે.)

દાદી—શું? શું? કાકા? કાંઈ હસવાની વાત છે?

બેજુ—હા–હા–હા–હા. તુને બેહલીની કાંઈ મજાહ કરવા ગમેછ? હા–હા–હા–હા.

દાદી—હા–હા–હા. શું છે? શું છે? હસવાની વાત મને કહો. ડાહી ડાહરી વાત બેહલુભાઇને કેહજો.

બેજુ—તું એમ ધારેછ કે બેહલીએ મને એકલાનેજ સંતાડયોછ? હા–હા–હા–હા.

દાદી—ત્યારે?

બેજુ—હા–હા–હા–હા. હું આવ્યો ત્યારે અહીં એક બેરી હતી. હા–હા–હા–હા.

દાદી—હેં? છટ છટ! બેજુબાવા મને બોહકાવોછ.

બેજુ—ખરૂં કહુંછ. હા–હા–હા–હા. હું આવ્યો તેવીજ તેને સંતાડી દીધીછ. હા–હા–હા–હા.

દાદી—નહી હોય. નહી હોય.

બેજુ—હા–હા–હા–હા. ને વળી કોણ? ઘોભણ છે જો ઘોભણ! ને વળી જાતની ધાટણ. હા–હા–હા–હા.

દાદી—પરવરદેગાર! બેહલુભાઈ એવામાં હોય?

બેજુ—ને મજાહ તો એ છે કે તે હજી અહીંજ છે. હા–હા–હા. અહીંજ સંતાડુલી છે.

દાદી—હેં? હા–હા–હા–હા. લાવોની ત્યારે તો તેનેબી ઓરડામાંથી બાહાર કાહડૂં.

બેજુ—નહી. તે ઓરડામાં નથી. તે તો અહીં છે. હા–હા–હા–હા. તે તો પડદેનશીન છે. (પછવાડથી ઈશારતમાં પડદો દેખાડેછે.)

દાદી—હેં? અરે વાહવા! ત્યારે તો તેને પડદામાંથી બેનશીન કરીયે.

બેજુ—નહી. નહી. છેક વેર મરાબરી સારી નહી. જો બેહલી આવેછ.

દાદી—પણ તે ઘોભણને જરા જોઇયે તો ખરા, કેઈ ઘોભણ છે તે?

બેજુ—નહી કેહું દાદી? બેહલી ચીરડાઇ જશે જો. મારી બારી બેસશે.

દાદી— અરે એના ચીરડાવાના ભાર પડયા. તમે ઉભા તો રહો. મારશે તો હું સંભાલી લઈશ. (દાદી દોડીને પડદા ગમ જાયછે.)

બેજુ—(ધભરાટથી) આવ્યો જો! બેહલી આવ્યો જો!

(દાદી લાત મારી પડદો ઉરાડી મેલેછે, જરબાઈ ઉભેલી માલમ પડી આવેછે, તેવોજ બીજી ગમથી બેહલુભાઈ આવેછે.)

દાદી—કોણ? જરીકાકી! (સ્વગત) બાપ રે! શાબાશ!

બેજુ—જરી! (સ્વગત) ઓ બાદા!

દાદી—બેજુબાવા, પેલી ઘોભણ જોઈ કે? આ તમે કેહતાતા તે ઘાટણ કે? હા–હા–હા–હા. તમે ત્રણેઉ જણ અહીં સંતાવા ભરાવાનો કેથો નાસોગોસો રમતાં દેખું. બીજલું કોણ હતો ને ડાવ કોણ આપતુંતું વારૂ? બાઇ સાહેબ, મેહરબાની કરી તમે ખોલાસો કરશો? (જરા થોભીને) મુગાં મંત્ર? વારૂ બેહલુભાઇ, નામવર તમે કાંઇ પાક પરવરદેગારને યાદ કરી સમજાવોની? (જરા થોભીને) ફીલસુફ ભાઇબી ચૂપજ! બેજુબાવા હું આવ્યો ત્યારે તમે અંધારામાં હતા પણ હવે તો તમે પુરતાં ઉજરડાંમાં આવ્યાછ ત્યારે કાંઈ તમે કેહશો? (જરા થોભીને) બધાંનુજ રૂધઇ ગયું. મોંહડાં કેમ સીવાઈ ગયાં? ઠીક ઠીક! જો કે હું કશું જાણતો નથી, તોપણ હું ધારૂંછ કે તમે બધાં એકેકને ઓલખોછ તે બસ છે. વાસતે હવે મારે ઉભા રેહવાનુ કામ નથી. સાહેબજી! (બેહલુભાઇને તેની નકલ કરી) "મારા વાહાલાને ભલા ભાઈ તુંએ આ નેક અને ભલા ગૃહસ્થનું દીલ કેવું આજોરદે કીધુંછ! ભલા માણસ જરા દાદારનો તો ડર કર! તું સમજેછ કે તુને કોઈ જોતું નથી પણ સાહેબ સહુને જોયછ. આવા મુરબી સાથ આવી આવી ચાલ!" હા–હા–હા–હા. (બેજુબાવાને નકલ કરીને) સાહેબજી બેજુબાવા. "ભલા માણસ તમોને શું સુજ પડીછ! જો તમે બેહલુભાઈની સંગતમાં થોડાબી ફરો તો કેવા જલદી સુધરી જાવો. જેના મોંપર દમેદમ દાદારનુ નામ!" હા–હા–હા–હા. "જરા હસવાના ભાવ પડયા." હા–હા–હા–હા.

(હસતો અને ચેષ્ટા કરતો જતો રેહછે. થોડીકવાર ચૂપકીદી.)

બેહલુ—બેજુબાવા, પ-પ-પ-પરવરદેગારનુ નામ લઈ ક-ક-ક-કહુંછ કે જોકે ત-ત-ત-તમોને સ-સ-સ-સકતો આવતા હશે તોપણ—

બેજુ—તતતત ને પપપપ શું કરેછ? પાધરૂ બોલો બેહલી ભગત!

બેહલુ—સાહેબ જો જરા ધ-ધ-ધ-ધિરજ રાખો તો બ-બ-બ-બધો ખોલાસો કહીને તમારી ખાતરી કરૂં.

બેજુ—પરવરદેગાર! (વાત સાંભળવા બેસેછે.)

બેહલુ—જોવોની સાહેબ, મારી અરે તમારી જરી મારી જરી અરે કાકી મારાં કેની, તે આપણી ગુલાં ઉપરનું મારૂં હેત જાણીને તમારી જરીકાકી અરે મારી જરી તમારી કાકી કેની તે તમારા સ્વભાવના બ-બાપામાં ગુલાં વિષેના મારા પ્યારને વાસતે કેની તે અહીં મારી જરી અરે તમારી જરીકાકી કેની તે જરા પરપુછ કરવા આવ્યાં, પણ તેટલામાં તમે આવી લાગવાથી એવણ જરા સંતાઇ ગયાં. એજ સઘલું રાસ્ત વ દરોસ્ત છે.

બેજુ—કેવું રાસ્ત વ દરોસ્ત! દાદાર સાહેદ છે! અને વળી મારી અરે તમારી જરીકાકી બોલેબોલ ટેકોબી આપશે!

જર—(ઘણા જોસથી આગળ ધસી આવીને) એક બોલબી નહી.

બેજુ—હેં? આ ફરેસતાઇ ફીલસુફે જે રાસ્ત વ દરોસ્ત બનાવટ કીધી તે તું ઊચકી નહી આપશે?

જર—મુદ્દલ નહી. આ લુછો પારસી જે કાંઇ બોલ્યોછ તેમાં એક બોલ સાચો નથી.

બેહલુ—(જરીને) અરરર! જરીકાકી, તમે શો ઘાણ વાલોછ?

જર—સાધુજી, તમે મુગા રહો! સાચું કબુલ કરવા દેવો, ભગત-બાઈ. બેજનજી મને માફ કરો. હું કાંઇ ગુલાંસારૂ પરપુછ કરવા આવીજ નથી, પણ આ લુછાની લફંગાઈ ભરેલી મીઠી લુલીની લાલચ ઉપર લો-ભાઈને હું ઠગાઈછ. આ પાલેલા કુતરાએ પગ કરડવાની કોશેશ કરીછ, પણ મેં મારી પાક દામાન જાલવીછ.

બેજુ—હેં! હવે સાચું નિકલવા માંડછ!

બેહલુ—જરીકાકી ઘેલાં કાહડછ ઘેલાં.

જર—નહી. ઘેલાં તો તમે કહડાવતાતા, પણ જરીકાકીને અકલ આવીછ ને તમારાજ કાવાદાવાથી આંખ ઊઘડીછ સાધુજી. બેજનજી, જો મને માફ કરો તો કહું કે જે વખતે હું શાક્ષી છું એવી તમોને ખબર નહી હતી તે વખતે તમે મારી ગેરહજરી જાણીને મારે

સારૂં જે દાગ દેખાડીછ તેથી મારૂં જીગર છેક ભિતરસુધી એવું ભેદા-યુંછ કે જો હું આ ઠેકાણેથી આજની તમારી શોધની શરમીંદગી વગર ગઇ હતે તોપણ મેં જે કાંઇ સાંભલ્યુંછ તેના હેરાનનું ખરાપણું હું મારી હવે પછીની જીંદગીથી ખરૂં પાડી આપતે. આ બેહલુભાઈ વિષે-સાકરીયા જીભના વેશધારી સાધુપણાવાલા આ ઢોંગી ધરમઠગ વિષે-હું એટલુંજ કહુંછ કે એક ગમથી જ્યારે એ તમારા સરખા પોતાના મુરબ્બીની સંભાલ તલે સોંપેલી સગી બિચારી માબાપ વગરની ગુલાંને હરામ હલ-તમાં લલચાવાના ફાંફાં મારતો પકડાયોછ ત્યારે બીજી ગમથી ફીલસુ-ફીનો એ ડોલઘાલુ ફરેશતો તેજ મુરબ્બીની પરણેતર ધણીયાણીને તમારા ધરડે ઘડપણના ઘેર સંસારમાં સારી સલાહ આપવાને બાહણે બદીના ફાંદામાં ફસાવાના ઠાલી અવતિયાંમા ઊંધાડો પડયોછ. એ ઠગારાને આજે હું એવી તો ધિકારવાજોગ બ્યાનતમાં લપટાયલો જોવુંછ કે એની મીઠી બોલી ઉપર મારા કાચા કાન આપવા સારૂં હું પોતાને સદાના શરાપ દઇશ અને ફરીથી એ પાપીનું મોહડું નહી જોઇશ.

બેહલુ—અને તોપણ, સાહેબ, જો જરા ખામોશી એખતયાર કરો તો પરવરદેગારની—

બેજુ—અરે બેસ! પરવરદેગારને ઠગનારા પાપી. પાપના ઉંડા ગારમા ડુબવા છતાં પરવરદેગારનું પાક નામ પાપી જુબાન ઉપર અપવિત્ર કરેછ? મુગો મુગો મરી રેહ, ચંડાલ, હજીબી તારાં પાપના પસતાવામાં. જરી, ચાલ, હું તુને બેગુનાહ માનુછ. આ બદીના ગોફામાં આપણે ઉભું રેહવાનું કામનથી. (જરબાઇને ભેટીને તેની સાથ જતો રેહછે.)

બેહલુ—થઈ ચુકયું બેહલી. બદબખતીના પારાવાર! (બેહરામ પાછો આવેછે તેને) કેમ? વળી શું કેહછ?

બેહરામ—માણકલાલ મેતો આવીછ, ને તેનો દોસ્ત મોનચેરશાહ આવીછ તે તુને મોલવા માગીછ.

બેહલુ—ગધા, તું જોતો નથી હું હમણા ગડબડમાં છું તે? માણ-કલાલ પોતાના મિત્ર મનચેરશાહને પૈસાની મદદ માગવા લાવ્યો હશે. પણ હું હમણા ગરીબ સગાંઓને શખાવત કરૂં તેવાજ મન પવનમાં છું! ચાલ, હે જંગલી! ઉભો કેમ રહ્યોછ!

બેહરામ—સાબ, મેતાને બોલાવી કે પાછો વારી?

બેહલુ—બુબખ હું હમણા કામમાં છું. પણ જા તેને બોલાવતો કેમ નથી?

**બેહરામ**—સાબ. મારી ઉપર શું ગોસ્સા કરી? શેઠ બાઇને સોખી કોહરગયા તે મેં શું ગુનો કીધો? (જાયછે.)

**બેહલુ**—હમણાં હુંજ એવાં દુઃખમાં પડગોછ કે બીજા બાના દુઃખની કાહણી હું શું સાંભલું? પણ તોબી જરા શાબાવતના ઢોંગ કરવા જોઇયે અને શીકલ ઉપર જરા શાબાવતની સુરત તો લાવવી જોઇયે. પેલો મુફલેસ મનચેરશાહ આવેછ લાહેરીની લુલીથી પતરાજ ચ-લાવવાને ઠીકઠાકતો થઇ આવું. (જાયછે)

(જાલકાકા મનચેરશાહને વેશે મેહતા સાથ આવેછે.)

**જાલ**—જોયું કે? આપણને જોઇને જતો રહ્યો? બેહલુ એજ કે!

**માણુક**—એજ, મુરબ્બી સાહેબ.

**જાલ**—એ ખામખા આપણને ઉડાવેછ! કેટલીવારે અંદર આ-વવા દીધા!

**માણુક**—એતો સાબ, પોતે એટલા દયાલુ દાતાર પડયા કે કો-ઇબી ગરીબ માણસનો દેખાવ એમનાથી દેખી શકાતો નથી.

**જાલ**—અને તોપણ બેવકુફ મારો બેજુબાનો એને શાબાવતનાં શાહ લેખે વખાણના સાતમા આસમાને ચહડાવેછ.

**માણુક**—સાહેબ એઓ આવેછે. આપ એકલાજ વાત કરશો અને આપની સમજુતી પ્રમાણે સેવટે જાલકાકા આવી પુગ્યા એવી ખબર મારે લઇ આવવા પડશે.

**જાલ**—હા. પછી આપણે અંહીજ પાછા મળીશું. તું દાદીનેબી અંહીજ મોકલજે. (માણુકલાલ જાયછે.) પેહલાં તો એની રડતી સુરતજ મને જોવા નથી ગમતી. (બેહલુભાઇ આવેછે.)

**બેહલુ**—આવો શેઠ આવો. મનચેરશાહ તમે કે? યા અથા! (બેસેછે.)

**જાલ**—હા તમારો ગુલામ ગરીબ પરવર હુંજ મનચેરશાહ.

**બેહલુ**—માફ કરજો હે જી, મેં તમને જરા બેઠી કીધા. પણ કામ કામ, કામથ ફુરસદ મળતીજ નથી. બેસોનીજી. મેહરબાની કરી બેસો. હું અરજ કરૂછ.

**જાલ**—કંઇ નહીજી. ઉભો રેહતાં મારા પગ દુખતા નથીજી. (બે-સેછે.) (સ્વગત) સાલુકાઇમાં શાહ જાદાબી હઠયા છે!

**બેહલુ**—મીસટર મનચેરશાહ, મઠાં ભાયગે હું તમને ઓળખતો નથી તોપણ હું તમોને જોવાથી ખુશ છું. મારો મેહતો કેહછ કે તમે તો અમારા સગા થાવોછ, અમારા બેહસ્તન માવતરના ખાનદાન તરફથી. શુગરાના પરવરદેગાર.

જાલ—હા મુરબ્બી સાહેબ. આપણા વચે એટલી સગાઇ છે કે મારી આ મુશ્કેલીથી આપણા માતબર ખાનદાનને હું માઠું લગાડુંછ તેથીજ હું તમારી મદદને માટે હાથ ખોલતો ઉભોછ નહી તો હું તમો નામદરને તસદી નહી આપતે, બંદેનવાજ.

બેહલુ—ફિકર નહીરે મારા મેહરબાન. ગરીબે યાર ખોદા! ગરીબ જરતોરાતીના દુઃખમાં હું દીલસોજીથી ભાગ લેવુંછ. જરતોરાતીનું જયાં હોય ત્યાં ખોદા ભલું કરજો. અરે! અરે! ખોદાતાલાએ જરતોરાતીઓ ઉપર ગરીબાઇનું દુઃખ શા વાસતે સરજાવ્યું? પણ તેના ભેદ નેહારા છે, મારા દોસ્ત.

જાલ—માણકલાલે મારી હાલતથી તમો મેહરબાનને વાકેફ તો કીધા હશે. અને હવે—

બેહલુ—અરે હારે બાવા! હું બધું જાણુંછ. અને તમારા આ હાલજ તે બતાવી આપેછ, મારા ગરીબ જરતોરાતી ભાઇ.

જાલ—તમારા સરખા સખી શ્રીમંતો ગરીબ જરતોરાતીઓને માથે વાસે થાય તો સગા કે નહી સગા સર્વ સુખી થાય.

બેહલુ—સાહેબના સુકરાના કરોજી! જેને ખોદાએ ગરીબ બનાવ્યો તે અગર અજાણો હોય તોપણ શ્રીમંત સાથ સગાઇ શોધી કાહાડવાનો તેને હક છે. પણ હું ચાહુછ મી૦ મનચેરશાહ કે તમે જે શ્રીમંતો વિષે કહોછ તેઓમાં એક હું પણ હતે કે જેથી તમોને કાંઇ સેજ સાજબી મદદ હું આપી શકતે.

જાલ—સાહેબના મુરબ્બી જાલકાકા જો અંહી હતે તો મને બીજા પાસ માગવા જવું નહી પડતે.

બેહલુ—આહા! હું ચાહુંછ કે તે મુરબ્બીના પનોતાં પગલાં અંહી હતે. જાલકાકા આગલ હું તમારી જરૂરબાજરૂર ભલામણ કરતે.

જાલ—આહા! સાહેબ તમારી કેવી મેહરબાંની! પણ જાલકાકા આગલ તો મને તમારી ભલામણની જરૂર નહી પડતે. તેવણની જગ્યા તમો સાહેબે રાખીછ અને તેવણના પૈસાથી તેવણની શખાવતના સાહેબ આડતીયા છો.

બેહલુ—તેવણના પૈસા? આહા! તેવણના પૈસા કોણે દીઠાછ?

જાલ—હું જાણુંછ કે જાલકાકા સાહેબને સારૂં પુછેછ પરછેછ.

બેહલુ—હા-હા-હા-હા. ત્યારે તો તમોને કોઇએ તદન ખોટી ખબર આપીછ, મારા ભોલાભાઇ મનચેરશાહ. મારા જાલકાકા ઘણા

નેક છે, પણ આ જમાનોજ પૈસાનો છે અને મારા જાલકાકાને પણ પૈસાનો એવો લોભ લાગ્યોછ કે ખરચતા નથી તેટલા એકઠા કરેછ. હું તમોને પોતાના જાણી આ ખાનગીજ કહુંછ કે જાલકાકાએ મારે વાસતે કશું કીધું નથી, તો જોકે લોકો તો ઘણુંબી બોલેછ, તે બધાંને હું ક્યાં ખોટા પાડવા જાવું?

જાલ—શું સાહેબ? જાલકાકાએ તમારે વાસતે ચીનથી ચાંદીના લાથા ને લાથા અને થેલીની થેલીઓ મોકલી નથી.

બેહલુ—હા-હા-હા-હા. કેવી રમુજી ગપ મારેછ, વાહાલા ભાઈ? વરસમાં બે ચાર વખત કાંઈ ભેટ સોગાદ મોકલેછ તેજ. અને તેમાંબી શું? સાકરના કાંઈ ટબ ઇયા ચાહેના બાકસ તો કોઈ વખત રેસમી દગલા, આ એવું એવું! ને ઘણું થાય તો વર્ષો વર્ષ દીવાલીપર ચીનાઈ ફટાકાની એક પેટી, બીજું કાંઈજ નહી. ખોદાના બંદા હોયતો માનજો.

જાલ—(સ્વગત) મહીને દાહડે હું મોટો પગાર આપુછ તેનો આ બદલો! લુછા! તારા ફટાકાની પેટીના જો હું ફટાકા ઉડાડીશ તે.

બેહલુ—વળી, મી॰ મનચેરશાહ, તમે મારા ભાઇ દાદીનો દીવાલીયો કારભારતો જાણતા હશો. એ બેઠીબાપ પછવાડ મને વર્ષોવર્ષ ધસારો લાગેછ તે તો જુદો.

જાલ—(સ્વગત) અરે ચોર, તું કોણને ઠગેછ!

બેહલુ—તમે કેહશો કે હું તે લુછાને પાંચ પૈસા પુછીને સામો બિગાડુછ. પણ કરવું કેમ? મારો માય જણ્યો ભાઈ. એ તો લોહી દોડ. તેને હું નહી મદદ આપું તો કોણ આપે? પણ અફસોસ! કે એવા લુછા પાછલ મને ધસારો ખમવો પડયાથી તમારા જેવા લાયક ગૃસ્થને લાયક મદદ આપવાને વખતે હું હાથ ઘસતો રહી ગયોછ.

જાલ—(સ્વગત) કેવી હાથતાલી!

બેહલુ—હું ચાહુંછ કે દાદીના દિવાલયાપણાને મેં મદદ આપી તેના કરતાં તમારી ગરીબાઈમાં હું શરીગ થતે.

જાલ—ત્યારે હાલતો સાહેબ મને કશું આપી શકતા નથી?

બેહલુ—હાલતો મારી પાસે કાંઈજ નથી. હું દલગીર છું કે હાલતો મારા હાથ ભીડમાં છે પણ ખાતરી રાખજો કે બીજી વખતે જો તમો આવશો તો હું તમોને ખાલી હાથે મોકલીશ નહી. જરા મારા હાથમાં નાણું આવવા દેવો, હું તમોને ઘેર બેઠાં પોંહચાડીશ. સાહેબજી! આવજો હોં કે! (પેહલાં પોતેજ ઉઠેછે.) આવજો સાહેબ!

**જાલ**—હું દલગીર છું કે——

**બેહલુ**—હું કાંઈ થોડો દલગીર નથી ની બા. આવજો હં. સાહેબજી. અફસોસ! બિચારા કેવા નેક માણસ ને તેના કેવા હાલ! સાહેબજી.

**જાલ**—નેકનામ બેહલુભાઈ, મને નાઉમેદ——

**બેહલુ**—અરે અવાક્ષેપસેમાન! તમારાં બબાંને ખોદા સલામત રાખે! પણ આવજો હોજી. આહા! ખાલી હાથે તમો જાવો તેના કરતાં હું તમોને ખાલી હાથે પાછા વાળું તેથી મને કેવું દુઃખ થાયછ! આવજો હંબા! સાહેબજી.

**જાલ**—પણ—પણ——

**બેહલુ**—(હાક મારેછે) બેહરામ!

**બેહરામ**—જી! ઓવીજી! (આવેછે.)

**જાલ**—પણ——

**બેહલુ**—આ શેઠને જવાનો દાદર દેખાડ. દાદરપરથી હાથ ધરીને ઉતારજે. સાહેબજી. સેવક નમેછ. સાહેબજી.

**જાલ**—બાનેઆબાદ, નેક નામ મુરબી. (સ્વગત) કલેજાંકરોરા!

**બેહલુ**—તમારો ગોલામ છું. બીજી વખત જરૂર તેડલે સાહેબજી!

**જાલ**—આહા. સાહેબ, કેવા ભલા છો! મને કેવો નહાયત ખુશ કરી પાછો વાલો છો!

**બેહલુ**—ખોદાબાનુ આબાદ કરે. આવજોજી. બેહરામ લઈજા શેઠને.

**જાલ**—(સ્વગત) દાદી, આનાથી મારો ખરો વારસ તુંજ!

(બેહરામ સાથ જાયછે.)

**બેહલુ**—જબરી વલગાણ! ડાહ્યા થવાનો એ તો દંડ! સખી વજુદમાં નામ લખાવીયે એટલે ગરીબોના ફેદરા આવેલાજ છે. તોપણ ખરચ્યા વગર સખી વજુદમાં ખપ સારૂ લુચીના લતરાજ ઘણી જોઈયે. સખાવતની આખી ચાંદી ઉપર મોઘો કર બેસેછ, પણ મારૂ બાહેરથી ગોર ચહડાવેલું રૂપુ ચાલેછ તો ચાંદીમાં અને તેની કર આપ્યા વગર. (માણકલાલ એક કાગળ લઈ આવેછે) બોલો મેતા! ભલે પધાર્યા! કેમ છે? (સ્વગત) એ પોડાબી હમણાજ આવવા બેસી રહીતી?

**માણક**—સાહેબ, હું આપની રોકાણ વચે હરકત કરવા માટે ક્ષમા માગુંછું. પણ આ પત્રિકા ઉપરથી આપને વિદિત થશે કે ભારે અગત્યને લીધેજ હું આવ્યો છું.

**બેહલુ**—ફિકર નહી. તુને જોવાથી હું ખુશ છું. (સ્વગત) લુચ્ચા, ચોર! (કાગળ વાંચી) હેં! મારા જાનકાકા મુંબઇ આવ્યા!

**માણુક**—હાજી. હું એમને હમણાંજ મળી આવ્યો. એઓ આપસરખા પોતાના સગ્ગુણી ભત્રીજાને મેળાપ કરવા તલપી રહ્યાછે. પેહલોજ સવાલ મને એ પુછ્યા કે મારો વાહલો અને માનીતો બેહલુભાઈ ક્યાં છે?

**બેહલુ**—હેં! કેવી ખુશ વખાણ! સુગમના તે કિરતારના! (હાક મારીને) બેહગમ! બેહગમ! પેલા મનચેરશાહને પાછો બોલાવ.

**માણુક**—મનચેરશાહ હવે આપને નહી મળશે મેહરબાન! તેતો લાંબે ગયાછે.

**બેહલુ**—ભલા માણસ મેહતા, જરા અગાઉથી તો બોલ. બિચારા તારા એ મિત્રને મેં ખાલી હાથે જવા દીધો. નહીતો કે હું તેને જરૂર જાનકાકાનો હવાલો આપતે.

**માણુક**—હવે તો હું જાવછું. હજી તો મારે દાદીબાઇને વધાઈ કેહવાછે. જાનકાકાએ કેહવડાવ્યું છે કે પા કલાકમાં એઓ આપને આવી મળશે.

**બેહલુ**—હેં! ખુશાલી! ખુશાલી! સ્વગત) કમબખ્તી! કમબખ્તી! કાકાબી કેવે ઓગ્ય વખતે આવી લાગ્યા.

**માણુક**—આપનો એ હુપ હું કાકાને કહીશ.

**બેહલુ**—જરૂર બા જરૂર મેહતા. (માણુકલાલ જાયછે) કાકા મુવા કે કવખતના આવતા! જ્યારે આ મેરથી મારી આબરનું ગાબરૂં તિકમેજ ત્યારેજ અચ્ચુચ દેખાવ દેવાને કાકા ક્યાં સંતાઈ રહ્યા હતા! (જાયછે)

---

## પ્રવેશ ૨ જો.

બેજાુબાવાના ઘરમાં એક ઓરડો.

બેહલુભાઈ અને નાજામાય વાતે બેઠેલાં જણાયછે.

**નાજાં**—ત્યારે એમ થયું બેહલુભાઈ? ને એ બધું તમારી બેહલાઇથી બન્યું? દાદીની સાદી તો ત્યારે ગુલાં સાથ નક્કી થઈ? અને તેની સાથ બેજાુબાવાને આગબનાવ ને બદલે સામો બનાવ થયો?

**બેહલુ**—દાદીને દીકરી દોલી સાથ પરણાવાની તમારી ઉમેદવારી હજીબી કાંઈ ઉપાય શોધો કાહાડશે.

નાજાં—હવે બળી ગયા બધા ઉપાય! ચોકઠું કેવું મજેનું માડલું તે ઊંધું વલી ગયું. અને અફસોસ! કે તમારી બદફેલીથી તે તમેજ ઊંધું વાલ્યું. મારા ક્યાં ભોગ લાગ્યા કે આ કાવતરાંમાં હું તમારી સાથ ભેલાઈ!

બેહલુ—વાંક તમારો છે. તમે પેલા તમારા સગા રૂસતમને બધો ભેદ કહીને ઘણુ બિગાડયો.

નાજાં—નહી નહી. વાંક તો તમારો છે. તમે જરી જુવાક તરફ નજર બિગાડી તેથી મોહકાણ વલી ગઈ. તમે ગુલ્લાંને પરણવાની ઉમેદવારીમાં બેજુબાવાની નજરમાં સરફરાજ થતા થતા એજ તમારી મુરબીની બૈરી ઉપર બદનજર કરી તેવણની નજરમાં ઓર હલકા થયા અને જગની નજરમાં ઠગારા ઠરયા.

બેહલુ—હું કબૂલ કરૂંછ નાજાંમાય કે આપણે શું ધારતાં શું થઈ ગયું, પણ આપણે એ પોત પોતાનો હિસાબ પતાવવાનો વખત હજી પછી આવશે. હમણાતો મારા જાલકાકાને આવવાનો વખત થયોછ. અબી ઘડી આવી લાગવાની વકી છે. (બારણું ઠોકાયછે.) હે આવ્યા! બચીત જાલકાકાજ હોવા જોઇયે.

નાજા—હવે ત્યારે! હું તેવણની નજરે પડવા માગતી નથી.

બેહલુ—હમણાતો તમે આ પાસેના ઓરડામાં બેસો. જાલકાકા ચીનથી તરતના આવેલાછે એટલે અંહી જાજી વાર રેહશે નહી. (નાજાંમાય એક બારણાની પછવાડે જાયછે) અરે! આતો જાલકાકાને બદલે પેલો મનચેરશાહ પાછો આવ્યોછ! પણ વધારે ઇસકી બની આવ્યોછ. હમણા એ કયાં આવ્યો! (જાલકાકા આવેછે) મી૦ મનચેરશાહ? તમે એટલી વારમાં પાછા આવ્યા? હવે તો તમે કંટાળો આપોછ. મેં તમોને ના કહ્યું કે હમણા ના આવતા. જાવો! હમણાતો મને કામ ઘણું છે. જાવો!

જાલ—શેઠ મેં સાંભલ્યુંછ કે તમારા જાલકાકા હમણા અંહી આવનારછે તે ઉપરથી હું તેવણાને મળવા આવ્યોછ. જોકે તે મખીચૂસ તમોને મુદલ પુછતા નથી, પણ જોઇયે કે તેવણની મેહેરબાનીમાં કાંઈ મારૂ નસીબ જાગેછ?

બેહલુ—પણ બાપુ તમારૂં નસીબ અજમાવા તમે તેવણને તાંહ જાવો! અંહી મારે તાંહ શું કામ આવોછ? હમણાતો જાવો, જાવો. કોઈ બીજી વખત આવજો (તેનો હાથ પકડીને.)

જાલ—પણ સાબ, જાલકાકા મને ઓળખેછ. મને જરા બેસવા દેવોજી.

બેહલુ—છટ! છટ! એતો હરામખોરી થઈ! હે પારસી! હવેતો તું મને ચોહીડ ચહડાવેછ! કાંઈ તારી થમની ખમની અંહી દાટેલીછે? ચાલ! નિકલ!

જાલ—પણ સાહેબ! શેઠ! શેઠ!

બેહલુ—તારો શેઠ ગાયો જાહનમમાં! હમણા તો જાની બાપુ! શું કોઇ શોખ ચશમ ને નફટ માણસ છે! હવે તો ધકા મારીને કાહાડવો પડશે! (હાંક મારીને) બેહરામ! આ પારસીને બાહાર કાહાડ. (તેને ધકા મારવા જાયછે તેવામાં દાદી આવેછે.)

દાદી—કેમ બેહલુભાઈ! એ શું મારામારી! મુરબી જાલકાકા કયાં છે? માણકલાલે મને અંહી તેવણને મળવા મોકલ્યો ને જોવુંછ તો કોઇ ગૃહસ્થની સાથે ધકા મુકીમાં પડયોછ! અરે પણ જાલકાકા આવી લાગશે! શું છે?

બેહલુ—અરે! પણ આ તે કાંઈ જુલમ! પેલો માણકલાલ મેહતાનો મુફલેશ મિત્ર મનચેરશાહા અંહી આવી આવીને કંટાલો આપ્યા કરેછ! એક વખત ના કહી! બે વખત ના કહી! પણ અંહીથી ફીટતોજ નથી.

દાદી—અરે પણ બિચારા ગરીબ માણસને બેસવા દેની.

બેહલુ—કાંઈ વાત! પંદર વર્ષે કાકા મળવા આવેછ ત્યારે એ શી પારકી પંચાત? કેમ મનચેરશાહા તમે જાવોછ કે નહી?

દાદી—મનચેરશાહ? પણ સબૂર! એ કોણ? એને મેં જોયલો છે. શા ઢોંગ? લાલાજી! સાહેબ મેહરબાન? બોલબોછ કે? સહવારે મારી પાસે મરવાડી થઇ આવ્યાતા તે તમેજ કે? ને હવે વળી પારસી થઈ ગયા કે?

બેહલુ—ખરૂં કેહછ દાદી? એ તુંનેબી કંટાલો આપેછ કે?

દાદી—નહી. મારી સાથ તો ભલાઈ કીધીછ. પણ બેહલી તેંબી કાંઇ પૈસા કહડાવ્યાછ કે શું? ને તોપણ હમણા કાકા આવશે વાસતે મારવાડીને પારસી વેશે બોલાવ્યોછ કે કેમ? મારા પરવરદેગાર!

બેહલુ—ત્યારે લેની તારા દેખતાં હું એવેનને મારીને કાહડૂં! જાલકાકા આવેછ, ત્યારે એ મનચેરશાહ કેહછ કે——

દાદી—મનચેરશાહ? નહી એનું ખરૂં નામ તો ઉમા હુકા છે.

બેહલુ—નહી, નહી, મનચેરશાહ છે.

**દાદી**—પણ હું જાણુછ કેની? ઉમાજી હુકાજી છે.

**બેહલુ**—પણ હુંબી જાણુછ કે મનચેરશાહ છે. માણુકલાલ મેહતો એને મારી આગળ મનચેરશાહ લેખે મુકી ગયો.

**દાદી**—પણ મારી આગળબી માણુકલાલ મેહતો એને ઉમા હુકા દાખલ લાવ્યો હતો.

**બેહલુ**—હવે જે હોય તે પણ હમણાતો એ પીડા પતાવીયે. પેલા કાકા હમણા આવી લાગશે ને!

**દાદી**—જો એ ખરો મનચેરશાહ હોતે અથવા જો એ ખરો ઉમા હુકા હોતે તોબી હુ એને અંહી ખુશી સાથ બેસવા દેતે. પણ એતો કોઈ ઠગારો દીસેછ——

**બેહલુ**—વાસતે એને બેસવા દેવો નહી જોઇયે. હું માગી લઉછ મી૰ મનચેરશાહ કે—

**દાદી**—અને હું અરજ કરૂછ મી૰ ઉમાજી હુકાજી કે—

**બેહુ**—તમે રસતો લેવો અંહીથી.

**જાલ**—શેઠો, સાહેબો——

**બેહલુ** } **દાદી** } —(ધકા મારી) { અરે ચાલ શેઠવાળા. / ચાલ, ચાલ, સાહેબ વાલા.

**જાલ**—મારેછરે! મારેછરે!

**બેહલુ** { સમજાવીને કહ્યું કે જા અંહીથી. } (ધકા મારેછે.)
**દાદા** { વાંક તારો પોતાનો છે. }

**જાલ**—ઓ સીપાઈ! સીપાઈ!

(બેજુબાવા, જરબાઈ, ગુલાં, માણુકલાલ, બેહરામ, દોડી આવેછે.

**ઘણાજણ**—અરે શું છે? શું છે?

**બેજુ**—જાલકાકા શું છે? મુરબી જાલકાકા? અરે શો ગજબ?

**જર** } **માણુક** } મુરબી સાહેબ? આ પોરેઆઓ મુરબીને મારેછ?

**બેહલુ** } **દદી** } જાલકાકા! (ગભરાટમાં પછવાડે હઠી જાયછે.)

**જરબાઈ**—સારૂં થયું જાલકાકા અમે આવી લાગ્યાં નહી તો કે બિચારા બા મુદતે મુરબી મળવા આવ્યા તેઓને આ લુચા બતીજાઓ પેહલીજ મુલાકાતમાં મારી બેસતે.

**જાલ**—ફિકર નહી. એ તો મારા જાસુસપણાના વેશધારી ઢોંગની મને શિક્ષા થઈ. મને બેહુ વેશ ફળ્યા નહી. મનચેરશાહને વેશે પેલા

પરેહજગાર પીરમરદ પાસેથી એક અડધી હું કહડાવી શક્યો નહી, અને મારવાડીને વશે મારા પેલા મસ્તીખોરે તો પોતાના બાપદાદા કરતાંબી બુરા હાલ કીધાં—વગર લિલાંઉએ મને થોકી આપ્યો!

બેહલુ—દાદી.
દાદી—બેહલી.
બેહલુ—મોહકાણ!
દાદી—નખોદ!
(એકેકને પીઠેપીઠ અઢેલીને સ્વગત.)

જાલ—બેજુબાવા, જરમાય, મારા વફાદાર મેહતા માણકલાલ, જુવો તમે બધાં પેલા મારા વડા ભતીજાને. મેં એને આજ સુધી કેટલું આપ્યુંછ અને હજી હું કેટલું આપવાનો હતો તે તમે જાણોછ, તોપણ એ નીચ, નિમકહરામને મારા મોહડાંપર હમણાજ મેં બોલતાં સાંભળ્યો કે જાલકાકા મને એક અડધી પુછતા નથી.

બેજુ—એ ઠગારાની નિમકહરામી ઉપર હું જરાબી અચરત થતો નથી. કારણ કે એ મુજી ચંડાલે મારા પોતા તરફ જે બેમરવતાઈ ચલાવીછ તેજ મારી ખાતરી કરવા બસ છે કે એ હડહડતો બેવફા અને દગલબાજ છે.

જર—અને અગર જો એ દસતુરાન દસતુર નામુકેર જાય તો હું મારી નજરો નજરની શાક્ષીથી એને શિક્ષા કરાવા તૈયાર છું.

જાલ—શિક્ષા! દુનીયામાં દગલબાજ લેખે ઉઘાડો પડવો એ શિક્ષા થોડી નથી.

દાદી—(સ્વગત) કમબખ્તી! પરહેજગાર પીરાન પીર પર જો આટલાં પેજાર પડયાં તો મારી ઉપર કેટલાં!

જાલ—અને હવે એનો ભાઈ પેલો લફંગો દાદી—

દાદી—(સ્વગત) હે! હવે મારો વારો આવ્યો!

બેહલુ—જાલકાકા મારા માયાલુ અને માનવંત મુરબી જરા મારૂં સાંભળશો?

દાદી—(સ્વગત) ઠીક છે. જો બેહલુભાઈ બેહલીગત લગાવીને પોતાની દીલ બેહલાવનારી એક વાયજી કરે તો તેટલા વખતમાં હુબી કાંઈ ભાગુ ટુટુ ભાષણ તૈયાર કરૂં.

જાલ—(બેહલુને) તમે તો મનમાનતો બચાવ કરવાના હશો, નહી મારા સાધુભાઈ!

બેહલુ—તે પરવરની રેહમથી હું મારૂં બેગુનાહપણું—

જાલ—ધુત! ઠગારા! સેવટ વેર પરવરદેગાર! દાદારના પાક નામને અપવિત્ર ના કર! પાપી! (દાદીને) અને ભાઈ સાહેબ તમે? તમારો બચાવની તૈયારજ હશે?

દાદી—નહી જાલકાકા. મારો બચાવ કાંઇજ નથી. હું બેહલુભાઇની માફક બેહયા થઇને બેગુનાહપણાની બેહલીગત રમવા માગતો નથી. હા—હું કબૂલ કરૂંછ કે હું તમારો તકસીરવાર છું.

જાલ—ઉમાજી આગળ તારીથી નભરવરાપણે બધું કેહવાઇ ગયુંછ તેથી હવે તારાથી ફરાય એમ નથી!

દાદી—હું ફરૂં તેવો માણસ નથી. હું એકજ બોલનોછું તે તો મુરબી સાહેબ તમે મારવાડી દાખલજ તપાસી લીધુંછ.

જાલ—હા અને બુનીયાદી બાપદાદાઓને ભાગા ભંગાર પૈડે તેં મને વેચી નાખ્યા તેની મારવાડી દાખલજ.

દાદી—હું કબૂલ કરૂંછ કે બાપદાદાઓના ચિત્રો સાથ મેં નહી ઘટતી છુટ લીધીછ. પણ મેં તેજ વખતે કહ્યું હતું મુરબી કે હું માત્ર મોહડેથી બોલી બતાવાનું ખોટું માન મરતબો જાલવતો નથી. હું ખરૂં કહુંછ સાહેબ—અને તે ખરૂં છે એમ દેખાડવા માટે હું ખોટા સમ સોગંદ ખાતો નથી, કેમકે દાદારના પાક નામની પરજરી કરવી મોટું પાપ છે માટે ગમે તો માનજો અને ગમે તો ના માનતા—કે મારા ઉડાઉપણાની મુરખાઇઓ પકડાઈ આવવા માટે હું પશેમાન થયલો દેખાતો નથી તે એટલાજ વાસતે કે તમે મુરબીએ આવીને મને તે મુરખાઈઓમાંથી છોડવ્યોછ. બાકી પસેમાન તો હું ખરાં દીલથી થયોછ.

જાલ—હું માનુછ. દાદી, હું તુને ખરો માનુછ. મને ભેટ, મારા દીકરા (ભેટેછે) તેં પેલું "ખુણામાં ધુલખાતું ધુમાડા જેવું ચિત્ર" વેચવા ના પાડી તયારથીજ મારી ખાતરી થઇછ.

દાદી—અરે! જ્યારે મારા મુરબ્બીના તે ચિત્રને મેં વાહલું કીધું તો તે મુરબ્બીને પોતાને હું કેટલું વાહાલ આપું! (પાછો ભેટેછે.)

બેહલુ—પરવરદેગાર તું!

જરી—પણ જાલકાકા દાદીના વાહલમાં હજી એક જણ બીજાંનો ભાગ છે.

બેજુ—બરાબર. કેમ દીકરી ગુલાં તું શું કેહછ?

**ગુલાં**—દાદી સુખી છે એમ સાંભલી હું ખુશી છું. પણ મારો આ કમીનો હાથ દાદી કરતાં વધારે લાયક કોઇ વરને હું આપીશ.

**દાદી**—કેમ ગુલાં? એમ કેમ?

**એજુ**—વળી એને શું ભરાયું? જ્યારે દાદી દિવાળ્યો હતો ત્યારે તું તેને પરણવા ચાહતી હતી, ને જ્યારે તે સુધરેછ ત્યારે તું તેનો હાથ ના પાડેછ? કેવું ઊંધું!

**જાલ**—ગુલાં, મેં તારા દાદીની પુરતી પરિક્ષા કીધીછ ને હું કેહુંછ કે તુને સુખી કરવા માટે બીજો બેહતર હાથ, દીકરી, તુને મળશે નહી. દાદીને તેના લુછા દોસ્તોની વચે ગૃહસ્થ દાખલની વરતણુકવાલો મેં જોયોછ એટલુંજ નહી, એની ગરીબાઇ વચે મેં એને સખી દાતાર જોયોછ એટલુંજ નહી, ઇમાનદાર માગનાર તરફ મેં એને ઇમાનદાર જોયોછ એટલુંજ નહી, પણ ગુલાં અને એકલી ગુલાં ઉપરજ વફાદારીનું વચન મેં મારવાડી દાખલ લુછાઓની વચે દાદીના દાડમબાગમાં સાંભળ્યુંછ. દીકરો દાદી ખભડાયલો લાગેછ, પણ તે બાહારનુ કોટલુંજ—અંદરખાનેથી એનું દીલ ખરેખર નબલાં અને દુખીયાંની દાદખાહીમાં ખાલેરા દોડેછ.

**ગુલાં**—બધો ભેદ નાજાંમાય નસકોરાંને પુછો. દાદી બધું જાણેછ.

**બેહલુ**—ખરૂં છે. દાદી જો કે મારો ભાઇ છે, તોપણ નાજુક પંથના ઇનસાફની ખાતર હું કેહુંછ કે નાજાંમાયની શાક્ષી જરૂરની છે અને તે સાક્ષી મેં હાજર રાખીછ, કેમકે આ બધા ઢોંગ હું આગમચથી ધારતો હતો. (બેહલુભાઇ બારગું ઊઘાડીને પાસેના ઓરડામાંથી નાજાંમાયને બાહાર લાવેછે.)

**બધાં**—નાજાંમાય!

**એજુ**—અંહીબી ઘોભણ સંતાડી દેખું બેહલુભાઇ?

**દાદી**—કેથી ઓરડે ઓરડે ઘોભણ સંતાડી દેખું!

**નાજાં**—બેમરવત છોકરા, મારા તરફની તારી બેવફાઇથી તુ પોતાને જે બેજાલત લાગેલી જોયછ તેથી તું અચરતીનું ડોલ ધાલેછ તેમાં નવાઇ નથી.

**દાદી**—બાપરે! આ તો કાંઇ જબરૂં ટરકટ મારી ઉપર મંડાયુંછ! મને કશી સમજ પડતી નથી.

**બેહલુ**—સમજ નથી પડતી! પાક પરવરદેગાર! હજી એક બીજો શાક્ષી છે તે આવશે ત્યારે સમજ પડશે. તે નાજાંમાયનો પીતરાઇ રૂસતમ છે.

**બેજુ**—હં.! હં.! હું સમજયો. રૂસ્તમ! તે શાક્ષીને હું હાજર કરૂંછ. સારૂં થયું, મેહતા માણકલાલ, કે મોત ભેતીને તેને આપણે સાથે લાવ્યાછ. બોલાવ તેને. (માણકલાલ જાયછે) તે નાજાંમાયને કેવાં ખરાં પાડછ તે જણાશે. (માણકલાલ રૂસ્તમ સાથ પાછો આવેછે.)

**બેહલુ**—(નાજાંમાયને સ્વગત) જોયું! આ તમારા સગાએ દગો દીધો? તે સામેવાલાંઓને જઇ મલ્યો તે જોયું.

**નાજાં**—એ તો લુચ્ચો છે. ભાડુતી જુઠો છે.

**જાલ**—તમે કેમ જાણયું બાઇસાહેબ? હમણા તો તમે પોતેજ એને શાક્ષી બોલાવાનાં હતાં! કેહ ભાઇ શું કેહછ?

**રૂસ્તમ**—નાજાંમાય મને ભાડુતી જુઠો કેહછ. પણ એ જુઠું બોલવાને એવણેજ મને ભાડે રાખ્યોછ.

**નાજાં**—(સ્વગત) થઇ ચુકયું. (મોટે) મારી ઉપર તમો લોકો એ ટરકટ જોડી કાહાડયુંછ. હું બધાં પાસેથી જવાબ લઇશ. (જવા કરેછે.)

**બેજુ**—કયાં જાવોછ, નાજાંમાય નસકોરાં! બારણા બંધ છે અને બાહેર સીપાઇ બેસાડલાછે. અંહીથી પગ બાહાર કાહાડશો તેવાંજ જુઠા દસ્તાવેજો બનાવવા માટે ફારજરીના અપરાધમાં પકડાઇ જશો. ઉભાં રહો.

**જર**—ઉભાં રહો નાજાંમાય નસકોરાં, સારૂ થયું કે તમારી ફજી-યતી અધુરી હતી તે પુરી કરવા તમે અંહી સંતાઇ રહ્યાં. તમે જવાબ માગોછ તે જવાબ હું તમોને આપુંછ કે તમે આ ભાડુતી સગાની પાસે બિચારા દાદીને હાથના ખોટાં કાગલો લખાવી મારા ઉપર મોકલ્યાં અને તે કાગલોના મારે હાથના જવાબો પણ તમે પોતે એજ રૂસતમ પાસે લ-ખાવ્યા, તે બધી તમારી તસદીને માટે તમારી મોટી મેહરબાની માનુછ.

**ગુલાં**—શું? ત્યારે દાદીને હાથના કાગલ જે મારા ઓરડામાં આવી પડયાં તે બધા જુઠા દસતાવેજ હતા? અરે અફસોસ! આખર ત્યારે હું પણ બિચારા દાદીની નિંદાની ભોગ થઇ અને ભોલવાઇ.

**દાદી**—ઓ! નબોદ જાય તમો નીચ નિંદાખોરોનું! નિંદાની બનાવટનું આં કેવું ઘાતકી કારખાનું! ભયંકર દોજખખાનું!

**નાજાં**—હું માફ માગુંછ. હું પસતાવો કરૂંછ. મને જવા દેવો. અને હુ વચન આપુછ કે ફરીથી હું આ પાપી નિંદાખાનામાં શામેલ થઇશ નહી. અરે મારા ઉપર દયા કરો! મેં મારે વાસતે એ કશું કીધું નથી. મારાં બચ્ચાંનું ભલું કરવાની ઉલટમાં મારાથી આ વાંક થઇ ગયોછ. મારી એ-

કપુરી દીકરી દીનીનું દાદી સાથ કારજ કરવા, એ પૈસાદારને મારો જમાઈ કરી મારી કાચી કુમારી દીકરીને સુખી કરવા સારૂં મેં તો આ બધું કીધુંછ.

**જાલ**—ભટ પડજો તમો એવાં ટરકટયાં માબાપો ઉપર! તમારી દીકરી પરણ્યા વગર મોટી થઈ તો તેને પરણાવાના વાજબી ઉપાયો લેવો, પણ આવી તમારી આસથી હાથે કરીને તમારી દીકરીઓનો ઉઠાવ થવામાં તમે પોતેજ હરકત કરોછ.

**બેજી**—હેફ હે! ધિક્કાર છે! એવા નિદાખોર નાપાકોને. પણ જાલકાકા નાજાંમાયની કાચી કુમારી દીકરી તરફ નજર કરી એને જવા દઈશું.

**નાજાં**—મને તો આ બેહલુભાઈએ શિખવ્યું તેમ હું તો ચાલતીતી.

**જાલ**—કેમ ફીલસુફ સાહેબ! હવે તમે શું કહોછ?

**બેહલુ**—હું એટલુંજ કહુંછ કે આ નાજાંમાય નસકોરાં પોતાના પીતરાઈ સાથ મળી જઈ બિચારા દાદી સાંમે આવી બનાવટ કરતી હતી તેની મને ખબરજ નહી હતી.

**રૂસતમ**—હતી, બધી ખબર હતી. ટરકટો કરવાના નિદાખાનામાં ભાગીદાર તો તમે હતા અને હું તો તમારાં એ કારખાનામાં માત્ર ચાકરીએ હતો.

**બેહલુ**—બે બદામના જુઠા! જરા પાક દાદારનેતો—

**જાલ**—હડધુત! ચુપ! દાદારનું પાક નામ ના લે. ઓ નાપેકાર!

**બેજી**—તું નકટો છે, ને નાજાંમાય નસકોરૂં નકટી છે.

**જાલ**—તમે બેહુ નકટે નકટાંની જોડી ઠીક મળીછ.

**જર**—બેહુ નકટે નકટાં ગળે વલગીને કુવો તલાવ પુરો.

**બેજી**—નિકલો મારા ઘેરમાંથી. મુજી પાપીઓ!

**જરી**—નિકલ! રાંડ! હેરનસા ખોરસની!

**બધાં**—હડ! ધુત! ધુતારા! ધરમઠગ! ધુત!

(સઘલાંજણ નાજાંમાય અને બેહલુભાઈને હાંકી કાહાડતાં અને નાજાંમાય તથા બેહલુભાઈ કાલાવાલા કરતા જાયછે. દાદી અને ગુલાં વાત કરતાં જાયછે. બેહરામની સાથે ભીખીમાય આવેછે).

**ભીખી**—અરે ફીટરે! એ બધાં કારમખાં કાંહ ગીયાં કાંહા? બેહરામ તારાં બાઈ કાંહાં છે?! ઓવાય! મરેરે! બસી મરની જલદી.

**બેહરામ**—માને શા ખબર? ગોર સોનો દેછ! તું કોથી આયોછ!

**ભીખી**—હું તો તારાં બાઈની ખબર કાહાડવા આવીછ. મુવા જરા દોડની, કેહની કે ભીખીમાય બોલાં મળવા માગેછ!

**બેહરામ**—તું ઉભો રેહ. હું જાઉછ. (બેહરામ જાયછે.)

**ભીખી**—અરે મરેરે! આ જોયાં કોતક! બલા જાણે રે! આખાં ગામ ઘેરમાં ગપાટો ઉડયોછ! કોઈ લોક કરવાજ નથી દેતાં! (ફરામરોજ આવેછે.) આવો ફરામરોજ આવો! તમે કાંઈ સાંભલ્યુ કે?

**ફરામ**—જરીની વાત કેની? હા.

**ભીખી**—ને પેલો બાઈ થતો મુવો?—

**ફરામ**—હા. તેની.

**ભીખી**—વળી કેહ કેજે બેહુ જણાવોને બેજુબાવાએજ પકડયાં.

**ફરામ**—હા. વધારે ફજેતો તેમાંજ થયોતો. પણ કાંઈ નહી, બેજુબાવાને સારી શિક્ષા થઈ. તેવણે બેહલુભાઇને આગળ રહીને બેહકાવ્યો ને એજ ઘેરના દીકરાએ ઘેર માર્યું.

**ભીખી**—બેહલુભાઈ? નહીરે વાય નહી? જરી જુવાક તો દાદીની સાથ પકડઈ.

**ફરામ**—નહી બેહલુભાઈ સાથે.

**ભીખી**—અરે વાય તમે શુ ભાંગરો વાટોછ! પકડાઈ તો દાદી સાથરે? બેહલુભાઇએ તો બેહુને પકડ્યાં.

**ફરામ**—તમે જાણતાં નથી ને અમસથી બોંહસ કરોછ જો ભીખીમાય.

**ભીખી**—તમે નથી જાણતાને અમથી શી પટપટ કરોછ વાય? મને મારી પીલાંએ પકું કહ્યું.

**ફરામ**—ને મને મારા સોલીએ કહ્યું.

**ભીખી**—ને પીલાંને એની સાસુએ કહ્યું.

**ફરામ**—ને સોલીને એના સસરાએ કહ્યું.

**ભીખી** } ને પીલાંની સાસુને વળી કેહનાર—
**ફરામ** } ને સોલીના સસરાને વળી કેહનાર— } ઓ લવો તેજ આવેછ. (પીલાંમાય આવેછે.)

**પીલાં**—અરરરરરર! ખરાબ થયું રે માય ઘણું ખરાબ થયું જો!

**ફરામ**—કોઈના સપનામાંબી હતું કે જરી જુવાક આવી નિકલશે?

**ભીખી**— અરે ! મરેરે ! બાહારના દેખાવપરથી ભુલવું નહીરે માય ભુલવું નહી !

**પીલાં**—કેહ કેને બેહલુભાઈ કેની—

**ફરામ**—હં ! જોયું ભીખીમાય ? મેં કહ્યુંની કે એ બેહલુભાઈ-નાજ કારસ્તાન !

**ભીખી**—નહીરે વાય નહી ! છુપી મળી તો દાદીને. કેમ પીલાંમાય ?

**પીલાં**—હા. પણ તે ખોટું જો ! રાંડ નાજનંમાય નસકોરાંએ ખોટી વાત ઉડાવેલી.

**ફરામ**—હવે ગમે તે હોય, પણ બિચારા બેજુબાવાને ધરડ-ધડપણુ જે ધા લાગ્યોછ—

**ભીખી**—ઓ વાય ! ધા લાગ્યો ? મારામારી થઇ કે ? હં ? હું ધારતીતી રે ! હું ધારતીતીજ કે એ દુકતો દાદી બેજુબાવાને કોઈ દાહાડે મારી બેસશે.

**ફરામ**—મારામારી તે કેવી ! છરી ને ચુહુલીયે !

**પીલાં**—મરેરે ભીખી ? તમોને ખબર નહી કે ?

**ભીખી**—હં ? ત્યારે એકે લીધી છરી ને બીજાએ લીધો ચુહુલીયો કે ?

**પીલાં**—નહી રે વાય ? ચુહુલીયાવડે તે કોઈ મુવું મરાતું હશે ? પોતાના માથામાં મારે તેજ તો.

**ભીખી**—નહી કે ? ત્યારે શું વાય ?

**ફરામ**—એતો છરી ને છરા વચે વાત હતી. બેજુબાવાએ છરી ઊચકીને પુછયું "કેમ બચા બેઈમાન ?"

**ભીખી**—એમ દાદીને કહ્યું ? પછી ?

**ફરામ**—હં હં હં ! એ કાંહાં પીડા ! નહી—બેહલીને કહ્યું. પછી બેહલીએ મોટો છરો ઊચકયો ને——

**ભીખી**—દાદીએ ઊચકયો રે વાય !

**પીલાં**—નહી. માથું ના ફોડા. દાદી તો જરીકાકી બુમ મારીને નાસી ગઈ તેની પછવાડે દોડયો ને જરી બેસુધ થઈ તેને દાદીતો કોલાંવાટર સુંઘાડવા બેઠો. તેતો હતોજી નહી, જ્યારે બેહલુભાઇએ છુટો છરો મારયો ત્યારે— (ચાનજી આવેછે.)

**ચાન**—છરો નહી કાકા ! પીસટોલ મારી ! મેં પકે પાએથી પીસ-ટોલ સાંભલી. એબી કાંઈ રાંધણી બાંધણી હતી કે ? બેસવાના ઓરડામાં

છરો કાંહથી આવે? એતો છરાની મજેની વાત છે. જ્યારે બેજુબા-વાએ છરી ઊંચકી ત્યારે સાંબાએ પાસેજ ટેબલપર પીસટોલ પડેલી હતી તે ઉંચકી; તે પીસટોલમાં કેની તે ખાલી છરા ભરેલા હતા, તેમાંનો એક છરો બેજુબાવાના માથાંમાં લાગ્યો તે ઉપરથી ગામ વાત લઈ ઉઠયું કે બેજુબાવાને છરો મારયો.

**પીલાં**—જોયું કે ત્યારે? છરો તો કેથી એ નિકળ્યો?

**ભીખી**—અરે મરેરે! પણ ત્યારે મારામારીની વાતતો ખરી!

**ફ્રામ**—ધરડ ધડપણ બિચારા બેજુબાવાને જબરો ઘા લાગ્યો.

**ભીખી**—બલા જાણે રે! બિચારા હમણા કેમ હશે?

**ફ્રામ**—કોઈ કેહજે છરો છાતીમાં પેશી ગયો.

**ચાન**—નહી મેં સાંભળ્યું કે માથામાં જઈને ખૂંટી બેઠોછ.

**ભીખી**—બિચારાને બેસુધના બેસુધ ઊંચકી લઈને બિછાના ઉપર નાખ્યા જો.

**પીલાં**—ને ડાકટરોનાં ભીંડાં ભાગેછ ને દોડપર દોડ ચાલીછ.

**ભીખી**—ને કેહ કેજે લાવીને નાખ્યાછ ત્યારના એક બોલ નથી બોલતા.

**પીલાં**—ઘડી પલરે! ઘડી પલ! ઘરડું હાર! તમે કાંઈ સમજોછ!

**ચાન**—મેં પછી કોઇ ડાકતરને અંદર જતાં જોયા ખરા.

**ભીખી**—પેલું કોણ આવેછ? કોઈ ડાકટરજ છે હો! ડગલો પેહરેલોછે ને ચસમો સહુ છે, તે ડાકટરજ હોવો જોઇયે.

(જાલકાકા આવેછે. બધાં તેની આસપાસ ફરી વલી તેને ઘેરી લેયછે.)

**ફ્રામ**—વેલ ડાકટર! કેમ શી ખબર?

**ચાન**—કેમ ડાકટર કેમ છે તમારૂં ઘરાક?

**ભીખી**—પણ કાંઈ ધાસતી ખરી કે મરૂં ડાકટરજી?

**પીલાં**—પણ ડાકટર સાબ કેહકે જે આવડો મોટો છરો છાતીની અંદર ચાલી ગીયોછ?

**જાલ**—એ બધાં કરી શું રહ્યાંછ? એ બધાં ડાકટર ને ડાકટરજી ને છરો માર્યો ને ગોલી વાગી ને ધાસતીમાં છે. એ શું બકેછ? એ ઘેલા ઘાંચીનું કુટુંબ કયાંથી નિકલી આવ્યું? તમે લોક કોણની વાત કરોછ?

**ભીખી**—પણ અબઇ રહ્યા બેજુબાવાની આશા તો છે કે? મરૂં ડાકટરજી!